# હું એક ડૉક્ટર



પોતાની જ બુદ્ધિ ઉપર જ્યાં સુધી માનવી મુસ્તાક બનતો નથી ત્યાં સુધી એ એના જીવનમાં સ્થિરતા મેળવી શકતો નથી. પારકાની બુદ્ધિથી ડામાડોળ બની એ જ અસ્થિરતામાં એ સૌથી વધુ દુઃખી જીવન વિતાવતો હોય છે. પોતાના ડહાપણ ઉપર માનવી જ્યારે જીવનની શરૂઆત કરશે ત્યારે ઠોકરોમાંથી એ જ્ઞાન મેળવી શકશે...અને એ જ્ઞાનથી ત્યારે જ એ જીવવા લાયક જીવન જીવી શકશે. જ્યાં સુધી માનવી પારકાનાં વિચારોથી જીવતો હોય છે ત્યાં સુધી એના જ્ઞાનમાં જરાએ વધારો થતો નથી! અનુભવ વિચારવાને ાટેનો હોય છે. પારકાંના વિચારોને વિચાર્યા વગર વર્તન ચલાવનાર ાનવી હમેશાં રડતો જ હોય છે. જ્યાં સુધી એ પારકાના વિચારને સ્થિરતા પૂર્વક વિચારતો નથી ત્યાં સુધી એ આવેશને કાબુમાં ળવવાનો વિચ.ર પણ મેળવી શકતો નથી......કાંઇ નહિ તો ભલા ાતાના વિચારને પારકાના વિચાર સાથે સરખાવતાં તો શિખ....

રજનીકાન્ત અંબાલાલ શાહ.



હવે પછીથી પ્રગટ
થનારાં સર્જનો

ગૌતમ

[ એક નવલકથા ]

ચિંતન અને સામાજીક

લેખો

: ચારસો પાનાનો સંગ્રહ :

ભારતની તાકાત

અને

હિંદની સંસ્કૃતિ
ચાલુ ક્રાન્તિનો ઇતિહાસ
એક સંપૂર્ણ નવલકથા.

પોતાની જ બુદ્ધિ ઉપર જ્યાં સુધી માનવી મુસ્તાક બનતો નથી ત્યાં સુધી એ એના જીવનમાં સ્થિરતા મેળવી શકતો નથી. પારકાની બુદ્ધિથી ડોલાડોલ બની એ જ અસ્થિરતામાં એ સૌથી વધુ દુઃખી જીવન વિતાવતો હોય છે. પોતાના ડહાપણ ઉપર માનવી જ્યારે જીવવાની શરૂઆત કરશે ત્યારે ઠોકરોમાંથી એ જ્ઞાન મેળવી શકશે...અને એ જ્ઞાનથી ત્યારે જ એ જીવવા લાયક જીવન જીવી શકશે. જ્યાં સુધી માનવી પારકાંના વિચારોથી જીવતો હોય છે ત્યાં સુધી એના જ્ઞાનમાં જરાએ વધારો થતો નથી. અનુભવ વિચારવાને માટેનો હોય છે. પારકાંના વિચારોને વિચાર્યા વગર વર્તન ચલાવનાર માનવી હમેશાં રડતો જ હોય છે. અને જ્યાં સુધી એ પારકાંના વિચારને સ્થિરતાપૂર્વક વિચારતો નથી ત્યાં સુધી એ આવેશને કાબુમાં મેળવવાનો વિચાર પણ મેળવી શકતો નથી......કાંઈ નહિ તો ભલા! પોતાના વિચારને પારકાના વિચાર સાથે સરખાવતાં તો શિખ.

# હું એક ડૉક્ટર.

—જગતમાં જીવવું હોય, સુખેથી જીવન વિતાવવું હોય તો પ્રેમની લાગણીઓને અંકુશમાં રાખી દમામભર જીવતાં શિખો.

## મૂઝવણ

## [૧]

**એને** ક્ષય રોગ થયો હતો. ક્ષય લાગુ પડ્યો હતો. અને એ વાત ફક્ત હું એકલો જ જાણતો હતો. મારે ત્યાં એ જ્યારે દવા લેવા આવતી ત્યારે હું એને સ્પષ્ટ શબ્દોમાં કદાપી કહેતો નહોતો કે 'તમને ક્ષય લાગુ પડ્યો છે.' એનું પણ એક કારણ હતું. મારી આટલી આ ડૉક્ટરી લાઈનના અનુભવમાં મેં ઘણા એવા દર્દીઓ જોયા છે કે જેઓ ફક્ત રોગનું નામ સાંભળીને ભયથી જ મરણવશ બની જતા. એટલે પહેલાં તેઓ ખૂબ જ ગભરાઈ જાય. જીવન હવે જીવી શકાશે નહિ. મરણનો દૂત સામે જ જાણે આવી પહોંચ્યો... મારી દવા હવે જાણે એમના ઉપર કાંઈ અસર જ નહિ કરે...એવી એક વિચિત્ર પ્રકારની વહેમની જડતા એમના માનસમાં ઘુસી જતી!

પહેલે દિવસે એ દવા લેવા આવી ત્યારે તો મને પણ એના માટે એવો સખ્ત ભય લાગ્યો હતો કે જો હું એને કહીશ કે 'તમને ક્ષય લાગુ પડ્યો છે—તમે સાવચેત રહેજો.' તો એ બિચારી અભણ યુવતી ગભરાઈ જશે. મૂંઝાઈ જશે—અને એ વહેમમાં ને વહેમમાં એ એનું જીવન ગૂમાવી બેસશે એમ મને લાગ્યું હતું. પણ વાહ ! આ યુવતી તો મને સૌથી વિચિત્ર લાગી. બીજે દિવસે એ જ્યારે દવા લેવા આવી ત્યારે એના મુખ ઉપર કોઈ અજબ આવેશ હતો. મારા દવાખાનામાં આ વખતે કોઈ જ નહોતું. એ હાથમાં દવાની શીશાને લઈને જ આવી હતી. પહેલાં તો હું કાંઈ જ ન સમજ્યો. એને મેં કહ્યું, 'બેસોને.' તે મારી નજીક જ બેઠી.

પણ હું એની તબિયત વિષે કાંઈ પૂછું તે પહેલાં તો એકદમ સાવ વિચિત્ર રીતે પણ દુઃખી અને દર્દભર્યા દીલે એણે મને પ્રશ્ન કર્યો. 'ડૅાક્ટર, બોલો—તમે મારાં રોગને ઓળખી શક્યાં છો ? ડૅાક્ટર ! તમે ડૅાક્ટર છો ! હા. તમે ડૅાક્ટર છો એ હું જાણું છું... જુઓ. મારૂં દિલ ફાડીને જુઓ—હું દુઃખી છું કે નહિ ? ડૅાક્ટર ! તમારી આ દવાની બાટલીઓ—તમારાં આ દવાના શીશાઓ...મારા માટે સાવ નકામા છે ! હું કબૂલ કરૂં છું કે હું દર્દી છું. હું કબૂલ કરૂં છું મારામાં શારીરિક અશક્તિ પણ પુષ્કળ છે, મારે મારૂં દુઃખ દૂર કરવું છે, મારે મારી ચિંતાઓથી મુક્ત થવું છે. ડૅાક્ટર ! બોલો તમે શું કહેવા ઈચ્છો છો ?'

હું ચોંક્યો—ઘડીભર ઊંડા ઊંડા વિચારમાં હું ઊતરી પડ્યો. આ યુવતી છે કોણ ? એનામાં બોલવાની આટલી બધી શક્તિ છે તો પછી એ એકલી એની ચિંતાઓને દૂર કેમ નહિ કરી શકતી હોય ? થોડી વાર હું ચૂપ રહ્યો. હું બોલવાનો જ્યારે વિચાર કરતો હતો ત્યારે તેણે જ મને કહ્યું, 'મહાશય ! તમે ના પાડી દો, તો હું અત્યારે જ અહીંથી ચાલી જઈશ !'

એ આવું બોલી અને મારે જે કાંઈ કહેવું હતું એ જ હું ભૂલી ગયો ! મેં જરા સ્વસ્થ બની એને કહ્યું, ‘પણ તમારે છે શું ? તમે સ્પષ્ટ વાત કરો. તમને જો હું ઉપયોગી થઈ પડીશ તો જરૂર મદદ કરીશ. તમે અસ્વસ્થતાને મૂકી સ્વસ્થ બની મારી સાથે વાત કરો !’

પણ પેલી યુવતીએ એક નિશ્વાસ નાખ્યો. તેણે મારાં મુખ ઉપર એ શું જોવા માગતી હતી એ હું સમજ્યો નહિ—આ વખતે હું તેની નિશ્વાસ મૂકવાની ઢબને જોઈ એના તરફ ભાવપૂર્ણ નેત્રે એને જોઈ રહ્યો હતો.

એ હવે ધીમાશ ઉપર આવી ગઈ હતી. તે બોલી, ‘ડૉક્ટર, તમે ક્યાં રહો છો ? તમારૂં ઘર ક્યાં છે ? તમે મને વખત આપો તો હું તમારે ત્યાં આવીશ. મારૂં દર્દ હું તમને ત્યાં કહીશ...’

આટલું બોલતાં બોલતાંમાં તો એની આંખો ભીંજાઈ ગઈ હતી.

મેં પણ એના માફક જરા હસીને એને લાગણીભર્યા શબ્દોએ કહ્યું, ‘અહીં તમે કાંઈ કહેશો તો મને વાંધો નથી. અત્યારે અહીં કોઈ છે પણ નહિ...’ આગળ હું બોલવાનો હતો—

—પણ તેણે કહ્યું, ‘કોઈ હોય તો મને તેની પરવા નથી. ડૉક્ટર ! હું એ સારી રીતે જાણું છું કે મને ક્ષય લાગુ પડચો છે ! હું એ પણ સ્પષ્ટ તમને કહું છું કે હું હવે જીવવાની નથી...’ અને—અને એ ડૂંસકે ને ડૂંસકે રડવા લાગી.

હું જાનવર નહોતો. હું એક ડૉક્ટર હતો. હું માનવીઓના કાળજાં એકલાં ચીરી જાણતો નહોતો. મને ખબર છે. મેં ઘણા ય એવા ડૉક્ટરોને જોએલા છે કે જેઓ પૈસાની લાલચ કે લાંચ મળતાં ગમે તેવાં કામો કરી મૂકતા. પોતાના દર્દીઓની પણ ઘણા તો બિલ્કુલ દરકાર ન કરે ! દર્દીઓ ખૂબ આવતાં હોય...એક વખત પ્રખ્યાતી મળી ચૂકી હોય. બસ પછી એ મહાશય ડૉક્ટરી દુનિયાના

બેતાજ બાદશાહ! ગરીબ કે સામાન્ય કુટુંબના બે ચાર દર્દીઓ ખત્મ થઈ જાય તો એની એમને જરાય પરવા નથી હોતી! બીચારો ગરીબ કે આમવર્ગનો આદમી પોતાનું પ્રિયજન એ ડૉકટરને લીધે બચી જશે એમ આશા સેવતો હોય છે. એ એમ પણ સારી રીતે જાણતો હોય છે કે આ ડૉકટર મહાશય તો સારા ય શહેરમાં બરાબર પ્રખ્યાત છે. તેઓ જરૂર મારાં આ પ્રિયજનને બચાવશે. પણ ડૉકટર મહાશયની ધ્યાનમાં આ વસ્તુ ઉતરતી જ નથી. ઉતરતી હોય છે તો એ વસ્તુ સાવ ફેંકી દેવા જેવી છે એમ માની તેઓ એને કોઈ હિસાબમાં ગણકારતા નથી. તેઓ તો હમેશાં શ્રીમંતોની પૂંઠને પકડતા હોય છે. અને શ્રીમંતો પણ એમના હાથમાં જલ્દીથી ઝડપાઈ શકે છે. હજુએ આગળ હું વિચારત...પણ ડૂંસકે ને ડૂંસકે રડતી પેલી બાલાને જોઈ હું વિચારમાં અટક્યો: મેં તેને કહ્યું, 'રડો છો શા માટે? શાંત બનો. તમે જરૂર જીવી શકશો.' 'ના. ના. ડૉકટર જવા દો. મને ન જીવાડશો. હું તો માનતી હતી કે આપણા શહેરના પેલાં ડૉકટરોની માફક તમે પણ...ડૉકટર!'

અને હું એકદમ ધ્રુજી ગયો. એ યુવતી મારા તરફ વહાલપૂર્ણ નેત્રે જોતી હતી. મને કંઈક સમજાયું અને કંઈક ન સમજાયું. હું ચોંક્યો...પણ મેં સ્વસ્થતા જાળવતાં કહ્યું, 'તમને તો ક્ષય લાગુ પડ્યો છે ખરૂં ને? તમને એ કોણે કહ્યું? તમે એ ક્યાંથી જાણેલું?' પહેલાં હું માનતો હતો કે મારા સિવાય બીજું કોઈ જાણતું નથી કે એને ક્ષય લાગુ પડ્યો છે, પણ મારા સિવાય પણ કો'ક એ જાણે છે.

–અને આ યુવતી પણ એ જાણે છે, એ હું સમજી શક્યો. મને પહેલાં તો નવાઈ લાગી ગઈ હતી.

–પણ આ વખતે પેલી વહાલપૂર્ણ નેત્રે જોતી યુવતી ફરીથી નિરાશ–નિરાશ બની ગઈ હોય તેમ એના મુખ ઉપરથી જણાયું.

વળી મેં મારા વાક્યો બદલ્યાં–' તમે મારે ત્યાં આવશો ? મારું શરનામું...'

'ડૉક્ટર ! મારા એ શબ્દો દંભી હતા. તમે ક્યાં રહો છો એ હું નથી જાણતી એમ કાંઈ જ નથી. મેં તમારું ઘર–તમે એને ઘર કહો છો ? મેં તમારો પેલો આલેશાન બંગલો જોયો છે...તમને ખબર છે ને ડૉક્ટર...તમારી નજીકની જ સોસાયટીમાં હું રહું છું...'

મને આ યુવતી અજબ લાગી. એનાથી હવે જરાયે છેતરાવવું નહિ એનો મેં નિર્ણય કર્યો. શી ખબર પડે ? એનું દુઃખ પણ જુદું હોય તો ? શી ખબર–કોને ખબર કે એના વહાલપૂર્ણ નેત્રે જોવાનાં આ નયનો દંભી અને કોઈ કાર્ય કઢાવી લેવા કે એવાં જ કોઈ સ્વાર્થી હેતુને માટે ન હોય.

મારી સ્વસ્થતાને એણે દીઠી. મારાં મુખ તરફ એ જોતી જ હતી. એ હસી પડી. મારાં મનોભાવને એ સમજી ગઈ હોય તેમ લાગ્યું. હું બોલવા જતો હતો પણ એણે મને કહ્યું: ' ડૉક્ટર ! ચિંતા ન કરશો. હવે હું દંભી નહિ બનું.'

જ્યાં એણે જ મને આવા શબ્દો કહ્યા ત્યાં તો હું એના ઉપર સાચેસાચ ચિઢાઈ ગયો, પણ વિવેક સાથે હું બોલ્યો. ' તમે દવા લેવા આવ્યાં છોને ? તો તમે તમારા ક્ષય રોગની દવા લઈને જાવ. માફ કરજો. હું તમારી એક પણ વાત સાંભળવા ઇચ્છતો નથી.'

' ડૉક્ટર ! હું એ સારી રીતે જાણું છું કે તમારે હૃદય છે... તમારે મારી વાત...'

'બસ કરો–તમે જાવ.' હું વચ્ચે જ બોલી ઊઠ્યો.

' ડૉક્ટર મને ખબર છે કે તમે પ્રતિષ્ઠિત પણ છો. તમારી મારી વાત...'

' મેં તમને એક વખત કહ્યું કે તમે જાવ.'

'ડૉક્ટર!' એ સખ્ત બની ગઈ. પણ એ સખ્તાઈ તો એની વેદનાને રોકવા માટેની હતી. એ સખ્તાઈનું-બળ, આત્મબળ નિષ્ફળ નીવડ્યું. એની આંખોમાં આંસુ ફરીથી એના એ આંસુ છલકાયાં.

મેં એ જોયું. મારું દિલ કેવું વિચિત્ર છે એ તો હું આજ સુધી પણ સમજ્યો નથી. મેં ધીમેથી કહી દીધું, 'એમ હોય તો તમે મારા ઘેર-બંગલે આવજો. અહીં તો હું તમને લગારે સાંભળવા નથી ઇચ્છતો.'

પેલી યુવતીમાં જરા આશાનો ચમકારો આવ્યો. જાણે તેને જ મારી ગરજ હોય તેમ તે બોલી 'સારું' અને તે ઉભી થઈ. જવા લાગી, ધીમેથી ભરાતાં એનાં પગલાંમાંથી પણ એની નિરાશા—એની વેદના ઉપરાંતની આ એની નિરાશા મને સ્પષ્ટ જણાઈ. હું ખમચાયો. મેં ફરીથી જરા મોટેથી કહ્યું, 'તમારું નામ શું?'

પેલી યુવતીએ પાછળ જોયું. એની એ નજરમાં ઉંડે ઉંડે માન અને પ્રેમની સુક્ષ્મ સુક્ષ્મ લાગણીઓ હતી. તેણે જવાબ આપ્યો, 'મારું નામ? નથી કહેતી—પણ મને કુમારિકા કહીને બોલાવજો.'

અને એ ઝડપભેર ચાલી ગઈ. મને એ ઉંડા ઉંડા વિચારોમાં મૂકતી ગઈ. લગભગ કલાકે'ક સુધી મેં એના માટે વિચાર્યું—ત્યારે, ત્યારે વળી મને સમજાયું કે એ આજ અગાઉથી બધું નક્કી કરીને જ અહીં આવી હતી. કોને ખબર? પહેલેથી જ...જરૂર જરૂર પહેલેથી જ એણે મારે ત્યાં દર્દી...પણ વાર! એને ક્ષય તો છે જ...સમજાતું નથી. પણ એક વસ્તુ તો મેં જોઈ. એની પાસે—એની આગળ બહુ જ સ્વસ્થ રહેવાશે કે નહિ? મને પ્રશ્ન ઊઠ્યો. પહેલાં તો હું સ્હેજ ગભરાઈ ગયો, પણ મને ય મારી શક્તિમાં થોડીવારે શ્રદ્ધા આવી. હું એકલો બોલી ઊઠ્યો, 'હું પણ જોઈ લઈશ.'

પણ ત્યાં તો મારા આ દવાખાનાની નજીક એક ટેક્ષીકાર આવીને ઉભી રહી હતી—અને એમાંથી મારા ખાસ શ્રીમંત દર્દીને કેટલાક દિવસથી ઝીણો તાવ અને માથું દુખ્યાં કરતું હતું. તેઓ આવી પહોંચ્યા હતા. છેલ્લે છેલ્લે બોલાયલા મારા શબ્દો તેમણે સાંભળ્યા હોય તેમ મને લાગ્યું.

'શું જોઈ લેવાનું છે ડૉકટર?' મારાં એ શ્રીમંત દર્દીએ મને પૂછ્યું. તેઓ હસતા હતા.

મેં કહ્યું, 'કાંઈ નહિ. એક બિલાડી રોજ આ દવાખાનાને હેરાન કરે છે. દવા સાથેની કેટલીક બાટલીઓ પણ એણે તોડી નાખી છે. ઠીક છે! હું મારાં વંદ્રાવનને લાવીશ—એટલે એ બિલ્લી અહીં આવવાનું જ ભૂલી જશે.' વંદ્રાવન એ મારો કુત્તો હતો. દેશી હતો—દેશી કુતરાઓને તાલીમ અપાય તો તે પણ મારાં વંદ્રાવનના જેવાં જ બની શકે એવો મારો અભિપ્રાય હું જ્યાં જ્યાં મારા મિત્રોને ત્યાં હું બારણામાં—અંગ્રેજી કુત્તાઓને જોઉં ત્યારે કહી નાખતો. તે બધાં લોકો ઘડીભર હસી લઈ મને મસ્કરીમાં ઉડાવે, પણ હું એની બહુ ચિંતા ન રાખતો. મારા વિચારોમાં જ હું હમેશાં અડગ રહું છું એમ મારા મિત્રો જાણતા હતા—એટલે તેઓ પણ વિવેકી બની મારી સાથે વધારે એ બાબતમાં ચર્ચા ન કરતાં મને એટલું જ કહી નાખતા કે 'આવા લાંબા વાળ વાળો કુત્તો કોને ન ગમે?' અંગુલી-નિર્દેશ કરતાં તેઓ એમના કુત્તાને બતલાવતાં મને આમ કહે. પછી હું હસું, કારણ કે મારા આ દેશી—પહાડી—કુત્તાને જોઈ પેલું અંગ્રેજી કુળકુળીયું બારણા પાછળ લપાઈ જતું હું જોતો—મારા મિત્રો પણ હસેને. તેઓ નિખાલસ ભાવે એટલું કહી દેતા હતા કે અમને આવાં કુત્તા તરફ વહાલ ઉત્પન્ન થાય છે, એટલે જ અમે આવા કુત્તા રાખીએ છીએ—એટલું તેઓ કહેતા હતા તેટલું વળી સારું હતું.

આ અહીં આવી પહોંચેલાં મારાં શ્રીમંત—દર્દી મારા વંદ્રાવનને સારી રીતે પીછાનતા હતા. શરૂઆતના વખતમાં તેઓ મારા બંગલે આવતાં ત્યારે પહેલાં ડ્રાઈવર પાસે મારા નામની બૂમ પડાવતાં. કેમ ? મારો વંદ્રાવન એમને—એ મહાશયને એમ જલ્દી કમ્પાઉન્ડમાં દાખલ થવા દે તેવો નહોતો. જો કે વંદ્રાવનને એવી તાલીમ આપવામાં આવી નહોતી, નહિતર તે પ્રત્યેક ટેક્ષીમાં આવનારાઓને શ્રીમંત માનીને—સદ્‌ગૃહસ્થ માનીને ભસે જ નહિ. થોડો વખત એમ વારંવાર મારાં આ શ્રીમંત દર્દી આવતાં જતાં ગયાં—તેમ તેમ પછી વંદ્રાવન બધું સમજી ગયો હતો. પછી એ ચૂપ જ બેસી રહેતો. વંદ્રાવનનું મારા મુખે દવાખાનામાં દાખલ થતી વખતે જ મારાં એ શ્રીમંત—દર્દીએ નામ સાંભળ્યું ત્યાં જ તેઓ ભૂલથી પણ પોતાના માથે પહેરેલી પાઘડીને સંભાળવા લાગી ગયા ! હું હસતાં રહી ગયો. પ્રત્યેક દર્દી તરફના મારા વિવેકની માફક મેં એમને કહ્યું, ‘બેસોને.’

તેઓ મારી નજીક આવીને બેઠા. આ વખતે હજુએ હું પેલી યુવતી—એના કહેવા પ્રમાણે એ કુમારિકાના વિચારમાં જ પડ્યો હતો.

[ ૨ ]

બીજે દિવસે બપોરના બાર વાગે દવાખાનેથી પાછા ફર્યા પછી ઘેર આવી જમ્યા પછી હું પલંગ ઉપર પડ્યાં પડ્યાં વર્તમાનપત્ર વાંચતો હતો. રાત્રે પણ મને એ કુમારિકા વિષે ખૂબ જ વિચારો આવ્યા હતા. ‘એ કોણ હશે ? એણે મારી સાથે આવા પ્રકારનું વર્તન શા માટે ચલાવ્યું હશે ? એ શું ઈચ્છતી હશે ? વેદનાથી ભરેલા એવા એના હૃદયને આશ્વાસન તો નહિ જોઈતું હોય ને ? કદાચ...અત્યારે આ વર્તમાનપત્ર વાંચતાં વાંચતાં પણ હું આમ વિચારતો હતો એટલામાં અંદરના ભાગમાં રીંગ વાગવી શરૂ થઈ

ગઈ. મને લાગ્યું—મેં માન્યું કે એ કુમારિકા જ આવી હશે. હું તરત જ ઉભો થયો, બારણા પાસે ગયો. બારણું ખોલ્યું.

બારણા આગળ જ એ કુમારિકા ઉભી હતી. પાતળું શરીર છતાં ય મંદ—મંદ હસતી હતી. હસતી એ કુમારિકાને દેખી મેં તરત જ પૂછ્યું, 'તમને મારા વંઠ્ઠાવને રોકયાં નહિ ?'

'કોણે ? તમારા કુત્તાએ ? ના.' મારી સાથે અંદરની બાજુ આવતાં આવતાં તે બોલી.

ચૂપચાપ અમે અંદરના દિવાનખાનામાં આવ્યાં. એ એક સોફા ઉપર આવીને બેઠી. જાણે આ બંગલો જ એનો હોય એવી રીતે! ધબ દઈને એ સોફા ઉપર પડી હતી. વિવેક વગરની એની આવી વર્તણુક મને પહેલાં તો ન ગમી. મેં મારા સ્વભાવને કાબુમાં રાખવાનો અને એની સાથે પ્રત્યેક વાત સ્થિરતા પૂર્વક કરવાનો નિર્ણય કર્યો હતો, પણ...આમ પોતાનું જ સ્થાન સમજતાં એ સોફા ઉપર જે બેપરવાઈ સાથે આરામથી બેઠી હતી—તે જોઈ હું કંઈક અસ્વસ્થ બની ગયો. મેં એની મૂર્તિ કલ્પી હતી. બિચારી! ભલે આવતી. એનું દુ:ખ તો સાંભળીશ.

મેં પૂછ્યું. 'તમારે જે કાંઈ કહેવું હોય તે તમે હવે કહી શકો છો.'

'હા—કહું છું! પણ પહેલાં મને જરા પાણી આપો.' જરાક સ્વસ્થાપૂર્વક બેસતાં તે ગંભીરતા સાથે બોલી.

મને લાગ્યું કે આમ હુકમ કરતી આ યુવતીમાં બિલકુલ વિવેક નથી. એને ભાન પણ નથી કે પોતે કેવી રીતે વર્તન ચલાવે છે. અને બે ચાર વાકયો સંભળાવી જ દેવા એમ મને લાગ્યું. પણ મેં મારા વિચારો ઉપર કાબુ રાખ્યો. વધુ કાંઈ જ બોલ્યા વગર મેં

મારા નોકરને બૂમ પાડી. નોકર આવ્યો એટલે મેં એને પાણી લાવવાનું કહ્યું.

પેલી યુવતી મારા તરફ જોતી નહોતી. દિવાલ ઉપર લગાવેલી તાજેતરની જ મારી મઢાવેલી છબીને એ નીરખતી હતી. હું એના આ વર્તનને પણ જોઈ રહ્યો.

'પેલી છબી તાજેતરમાં જ પડાવેલી છે, નહિ?' એની પોતાની અંગત વાત કરવા એ મારી પાસે આવી હતી. છતાં ય આમ સાવ વિચિત્ર રીતે મને એણે મારી અંગત વાત ઉપર પ્રશ્ન કર્યો.

છતાં ય હું મારી દૃષ્ટિએ લાગતાં વિવેકની દૃષ્ટિની મર્યાદામાં રહ્યો. મેં કહ્યું—'હા.'

'ડૉક્ટર! તમે પરણ્યા નથી ખરું ને?' વળી એણે એક નવો સીધો પ્રશ્ન કર્યો.

હું હવે મારા આવેશને કાબુમાં ન રાખી શક્યો. મારાં વધી જતાં શ્વાસોશ્વાસને એ જોઈ ગઈ. એ સમજી શકી હોવી જોઇએ કે હું હમણાં જ ગુસ્સે થઈ જઈશ. એટલે હું કાંઈ બોલું ત્યાં તો એણે આગળ પ્રશ્ન કર્યો–'ડૉક્ટર! મારાં જીવનની હું તમને વાત કહું છું. તમને વખત તો છે ને?' એ એકલી સ્વસ્થ નહોતી બની. મારી સામે એ એક એના દરજ્જાને છાજે તેવી રીતે બેઠી. એનો દરજ્જો કેવા પ્રકારનો હોવો જોઈતો હતો એ હું એના માનસને સંપૂર્ણ પણે જાણ્યા સિવાય તો આજ શી રીતે કહી શકું? પણ એ વખતે પહેલાં જે એણે વર્તણૂક રાખી હતી એ તો મને સાવ ગેરવ્યાજબી જ લાગેલી. પછીથી એણે મને વખત છે કે નહિ એવો પ્રશ્ન કર્યો. અને એ મારી સામે સીધી તરહથી બેઠી. મને આ કારણથી એ એ વખતને માટે તો વિવેકી લાગી. વાહ—મેં પણ

મારી આ વાત કહેવાની રીતને બદલી કાઢી—ખરૂં ને ? ના. ના. હું પણ હવે ભૂતકાળના બનેલા એ વર્તમાનકાળમાં આવી જઉં છું.

‘હા—મેં જ તમને આ વખતે બોલાવ્યા હતા—કેમ ભૂલી ગયા ?’ સામાન્ય રીતે મારી સમજ પ્રમાણેનો એના પ્રશ્નને વિચિત્રતામાં સમજતાં મેં સામો પ્રશ્ન કર્યો.

‘હા. બરાબર છે.’ તે બોલી ઉઠી. પોતાની ભૂલ એને સમજાઈ ગઈ હોય તેમ મને લાગ્યું હતું, પછી તે આગળ બોલવા લાગી.

‘જુઓ ડૉક્ટર...આજ તમને લાગ્યું હશે કે મારે કોઈ જ દુ:ખ નથી. પણ હું સાચું જ કહું છું ડૉક્ટર હું દુ:ખી છું. ખૂબ દુ:ખી છું. મારાં દુ:ખની સામે ઝઝુમવાની મેં શક્તિ કેળવેલી છે. તમે કદાચ કહેશો કે ત્યારે તમે તમારાં દુ:ખ સામે જ ઝઝુમો ! એમાં મારી પાસે શા માટે આવ્યા છો. પણ ડૉક્ટર ! દુ:ખ એવી ચીજ છે કે એ ચોવીશે કલાક માનવ માનસ ઉપર સ્થાયી સ્થાને રહી શકે નહિ—ક્યારેક ક્યારે જ એ દુ:ખની પરિસ્થિતિનો માનવીને અનુભવ થાય...’

હું એના સામું જરાક આશ્ચર્યથી જોઈ રહ્યો. આ યુવતી મને ગજબ—અજબ ભેજાંવાળી દેખાઈ. હું ઈન્ટર સાઈન્સ લઈ ડૉક્ટર બનેલો. એટલે મને ખબર તો હતી જ કે જગતમાં ‘માનસ શાસ્ત્ર’ ( Psychology ) જેવું કંઈક હયાત તો છે જ. એ માનવ—શાસ્ત્રની યાદ સાથે જ મને થઈ આવ્યું કે આ યુવતી કોઈ ગજબ ‘માનસ શાસ્ત્ર’ હોવી જોઈએ. માનસ શાસ્ત્રનો મેં પૂરો અભ્યાસ તો હજુ સુધી કર્યો નથી, પણ માનવ માનસને અવલોકી અવલોકીને હું માનસ—શાસ્ત્રના બે ચાર પાનાઓના અર્થ સમજી શક્યો છું, એટલે મેં આના આવા વાક્યો સાંભળી પૂછ્યું.

‘તમારાં માનસ ઉપર અત્યારે દુ:ખનું સ્થાન છે ?’

એણે તરત જ જવાબ આપી દીધો, 'ના.'

'તમે કહો છો તે પ્રમાણે તમે દુ:ખી છો એ વાત તો સાચીને?' મેં ઉલટ તપાસ કરવા બેઠો હોઉં તે પ્રમાણે એને પ્રશ્ન કર્યો.

'સાચી ભાષામાં તો માનવી એમ કહી શકે જ નહિ કે હું દુ:ખી છું. ક્યારેક ક્યારેક હું દુ:ખી અવસ્થામાં હોઉં છું એમ એણે કહેવું જોઈએ! પણ આપણે જે જાતની સામાન્યતાને અનુભવીએ છીએ—એ સામાન્યતાને આપણે અનુભવીએ છીએ માટે આપણે કહી શકીએ છીએ કે હું દુ:ખી છું!'

'એ સામાન્યતાને આપણે શા માટે અનુભવીએ છીએ?' આવી બુદ્ધિશાળી યુવતી માટે મને ખૂબ માન ઉત્પન્ન થયું. તેને મેં પૂછ્યું.

યુવતીએ કોણ જાણે શાથી એક નિશ્વાસ નાખ્યો. પણ હું સમજી શકયો—એણે શા માટે નિશ્વાસ નાખ્યો હતો. એ બોલી—'ડૉક્ટર, મને...મારી બુદ્ધિ ઉપર સૌ ખુશ થાય છે. એમને બધાંને મારી સાથે ચર્ચાઓ કરવાનું પણ ખૂબ મન થાય છે, પણ ડૉક્ટર—ડૉક્ટર—દુનિયા દંભી છે. દુનિયા ખરાબ છે. દુનિયા જ માનવીને નિરાશાવાદી બનાવી દે છે. મારી બુદ્ધિ ઉપર ખુશ થઈ તમારી માફક જ બધાં મારી સાથે વાત કરે—બધાં મને પૂછે—પણ મારું...'

મારું સ્વમાન હણાઈ ગયું. મેં તરત જ એ યુવતીને રોકી—મેં એને કહ્યું, 'કુમારિકા! તમે હજુ મારા સંબંધમાં આજે જ આવો છો. અને આજે ને આજે જ તમે ભૂલથી પણ મારા વિષે અભિપ્રાય આપવા જાવ છો. તમે ભૂલ કરી બેસશો એમ હું કહેતો નથી. પણ આપણે...'

'ડૉક્ટર ! હું તમારી કોઈ વાત સાંભળવા ઈચ્છતી નથી. હું તો તમને મારી વાત કહેવા આવી છું. મને માફ કરજો. હું તમારા વિષે કોઈ અભિપ્રાય ઉચ્ચારતી નથી. તમારા વિષે મેં કોઈ અભિપ્રાય ઉચ્ચાર્યો નથી. માનવ માનસના સામાન્ય ધોરણ અનુસાર હું બોલતી હતી. બોલું છું.' કંઈક દુઃખી થતાં યુવતી બોલી.

હું જરા વધુ આશ્ચર્ય પામ્યો. આ યુવતી મને સાવ વિચીક્ષણ લાગી. મને લાગ્યું કે બસ—ફક્ત એ બોલ્યાં કરે એને જ સાંભળી લેવામાં મઝા છે.

મેં કહ્યું, 'સારૂં તમે આગળ કહો.'

'શું કહું ડૉક્ટર ! મારી વાતને સાંભળી લીધા પછી, તમારી જીજ્ઞાસાવૃત્તિને સાંભળી લીધા પછી...'

'પછી હું એની યોગ્ય કદર કરીશ.' મેં એને મારા જીવનનો મુખ્ય આદર્શ નીતિમવતા વિષે જણાવ્યું. એ હસી પડી. એના હાસ્યમાં હલાહલ કટાક્ષ હતો. એણે એના મુખને સખ્ત બનાવ્યું. તે બોલી ઉઠી.

'મહાશય—ડૉક્ટર મહાશય ! તમે જૂઠું બોલો છો ! તમે મારી યોગ્ય કદર કરી શકો એમ નથી. મારી યોગ્ય કદર કરી શકો એમ નથી. મારી યોગ્ય કદર કરવા જેટલી તમારામાં તાકાત પણ નથી. તમે જેને મારી યોગ્ય કદર કરવાનું કહો છો—તેને હું તમે મારો યોગ્ય રીતે કે અયોગ્ય રીતે લાભ ઉઠાવવાના છો—એમ કહું છું. માફ કરજો. તમે સંયમમાં રહેજો.' યુવતીએ વળી નિશ્વાસ મૂક્યો. તે બોલી.

યુવતીની સાથેની આટલી વાતચીતથી હું એક વસ્તુ જોઈ શક્યો. આ યુવતીનું માનસ એવી રીતે ઘડાયું હતું કે એ મને નિરાશાવાદી લાગી. એટલું હું સમજ્યો એટલે મેં તરત જ એને

કહ્યું, 'કુમારી, તમારાં આવાં વિચિત્ર આદર્શોને હું સાંભળવા ઇચ્છતો નથી. તમારે જે કાંઈ કહેવું હોય, તમારે મારી સાથે જે કાંઈ વાતચીત કરવી હોય, તે મને જણાવો. પછી મને ઠીક લાગશે એમ હું કરીશ.'

મારા આવાં મારી દૃષ્ટિએ આદર્શની રીતે બોલાએલાં શબ્દો એણે સાંભળ્યા. પણ વાહ! એ મને બહુ જ લાગણી પ્રધાન દેખાઈ. તે બોલી.

'ડૉક્ટર! હું માનતી જ હતી. તમે મને ધમકાવી નાખશો. તમે મને દબડાવશો. તમે—તમે જ મને વધારે દુઃખી કરવાના. ભલે—કાંઈ નહિ—જેવું મારૂં નસીબ.'

એના માનસ સુધી ઝડપથી પહોંચી, જોઈ, પોતે કયો જવાબ આપવો એ નક્કી કરી નાખતી હતી. મેં પ્રશ્ન કર્યો અને તરત જ એ બોલી ઉઠી—

'મહાશય, તમે મારી વાત જાણવા ઇચ્છો છો ને?'

એની બુદ્ધિ માટે તો મને ક્યારનું માન ઉત્પન્ન થયું હતું. એની આવી બુદ્ધિ ઉપર હું વધુ ખૂશ થયો. મેં તરત જ ઉત્તર આપી દીધો, 'હા.'

અને આ યુવતી એકદમ ખૂશ થઈ ગઈ. એની એ ખુશાલીને એના મુખ ઉપરના ફેરફારોથી હું જોઈ શક્યો. મને ન સમજાયું. હું ગુંચાયો—પણ ત્યાં જ મને ખબર પડી ગઈ. આ નિરાશાવાદી યુવતી શું ઇચ્છી રહી હતી.

મેં તેને તરત જ પ્રશ્ન કર્યો, 'તમે લગ્ન કરેલાં છે?'

પણ વાહ! કલ્પનાવિહારી આ યુવતીનું મુખ વળી પાછું દુઃખમાં નિરાશાવાદીમાં ફેરવાઈ ગયું. તેણે જવાબ આપ્યો, 'ના.'

વળી હું વિચારમાં પડી ગયો. એણે લગ્ન નથી કરેલાં એ

જાણી મેં કંઈક કંઈક કલ્પનાઓ કરી નાખી. એના નિરાશાવાદને હું સમજી ગયો હોઉં એમ મને લાગ્યું. મેં એને કહ્યું. 'ત્યારે તમે લગ્ન કરી નાખોને.'

'હા. જન્મી છું તો લગ્ન પણ કરીશ.' પેલો નોકર પાણી આપી ગયો હતો. પાણી પીતાં પીતાં એણે કહ્યું.

એની આવી નિરાશ તરફ મને ખૂબ જ અણગમો આવી ગયો. હું હંમેશા પ્રત્યેક માનવી માને છે તેમ ઉત્સાહમાં અને પ્રેમની લાગણીઓ–આપણી ઊર્મિઓને કાબુમાં રાખી દમામભર–ઉત્સાહ સાથે જીવનને જીવવામાં માનતો હતો–એટલે મેં એને તરતજ કહ્યું, 'આપણે આપણી લાગણીઓને કાબૂમાં રાખી સફળતાને જ મેળવવાના છીએ એમ માની જીવનને જીવવું જોઈએ, તમારાં જેવાં નિરાશાવાદીઓ મને બિલ્કુલ ગમતા નથી.' ધીમે રહીને છેલ્લે છેલ્લે એ વિષેનો મારો જાણે હું અભિપ્રાય આપી દેતો હોઉં તે પ્રમાણે મેં એને કહ્યું.

'હા. ડૉક્ટર! એ હું સમજી શકું છું.' આટલું બોલી એ ચૂપ બની ગઈ.

વળી મારો એના વિષેનો અભિપ્રાય બદલાઈ ગયો. એના આવા જવાબથી મેં એને અભિમાની ગણી કાઢી. મેં કહ્યું, 'ઠીક. તો મને કહો. તમે ક્યાં રહો છો? તમારા કુટુંબમાં કોણ કોણ છે? તમારી ઉંમર કેટલી? તમારો અભ્યાસ ક્યાં સુધીનો છે? તમે હાલમાં બૈરાઓ જેવી રીતે ઘરમાં જ બેસી રહે છે તેમ ઘરમાં જ બેસી રહો છો કે...'

'ડૉક્ટર—તમારાં પ્રશ્નો મેં સાંભળી લીધા છે' તેણે બોલવાની શરૂઆત કરી. 'તમને હું કહું છું હું તમારી પછીના સાતમા નંબ-રના—એટલે સત્તાવીશ નંબરના બંગલામાં રહું છું.' એને મેં સાંભળી. મારા બંગલાનો નંબર વીશ હતો. એના આટલા જવાબને જોઈ મેં એને પૂછ્યું, 'ત્યારે તમે તો મારી નજરમાં હમણાથી જ, તમને તો હું બે દિવસથી જ ઓળખું છું...'

'હા. ડૉક્ટર હું એ બધુંય કહીશ. હું એ બધુંએ તમને કહેવા
આવી છું. સાંભળજો—અને...હા. વચ્ચે કાંઈ જ ન પૂછવું એવો
તમને હું હુકમ કરતી નથી. તમને કાંઈ કાંઈ જ પૂછવા જેવું લાગે
તો ભલે પૂછજો—હું એનો ખુલાસો જરૂર કરીશ.' કુમારિકા કંઈક
સ્વસ્થ બને એમ હું ઈચ્છતો હતો—એટલે હું જરા ખુશ પણ થયો.

સુકલકડી એ કાયાએ બોલવાની શરૂઆત કરી. 'હું એક
શ્રીમંત કુટુંબમાં જન્મી છું.'

વાહરે! બસ! તો તો પછી એને પ્રેમનું જ દુ:ખ હોવું જોઈએ.
એની ઊર્મિઓ સંતોષાતી નથી. એજ એને દુ:ખ હોવું જોઈએ.
મેં કલ્પના કરી. હું મનમાં જરા હસ્યો પણ ખરો. મારાં એ હાસ્યને
એણે જોયું પણ ખરૂં. પણ એણે કાંઈ જ પરવા કર્યા સિવાય આગળ
બોલવા માંડયું.

'મારે બધી વાત તમને કહેવી છે એટલે જ તમને હું કહું છું!'

વળી? મારી પાસેથી એને શો લાભ ઉઠાવવાનો હશે?—હું
હાલ ચૂપ રહ્યો—એને બોલવા જ દેવી એ ઠીક છે એમ મેં માન્યું.

પછી તેણે આગળ બોલવાની શરૂઆત કરી, 'મારી પાંચ
વર્ષની ઉમરે મારી માતા સ્વર્ગવાસ પામી.'

દુ:ખી વ્યક્તિઓને શાં શાં દુ:ખો શાથી હોય છે તેનો મને
થોડોક તો અનુભવ હતો એટલે એના આ શબ્દોની મને કાંઈ
નવાઈ ન લાગી.

'એ વખતે મારા બાપુ અમેરિકામાં હતા.' તેણે કહ્યું.

હું હવે તો એકદમ સ્વસ્થ બની ગયો. તે કોઈ ઉમદા—ઉચ્ચ
કુટુંબની હોય તેમ મને લાગ્યું. એની વાત સાંભળવા જેટલો પણ
વિવેક દાખવવાની જરૂરિયાત છે એમ પણ મને સમજાયું.

તે મારાં મુખ અને મારાં પ્રત્યેક હલન–ચલનને જોતી હતી:
હું જોઈ શક્યો, એ એ મારા હલન–ચલનને સમજતી હોય

તેમ લાગ્યું-પણ એની કોઈ જ દરકાર કર્યા સિવાય એણે આગળ કહેવા માંડ્યું.

'મને ખબર નહોતી પડતી. હા. જરૂર હું કહી શકું છું ડૉક્ટર કે એ વખતે દુનિયા મને વિચિત્ર લાગતી હતી એમ હું આજે કહું છું. મારામાં વસ્તુને નિરખવાની દૃષ્ટિ-ભિન્નતા આવી ગઈ છે...પણ ના. ના. કદાચ આવતી કાલે હું એવી એની એજ વસ્તુને જુદી રીતે અવલોકતી હઈશ. ડૉક્ટર, હું મારું જીવન કહું છું-મારું જીવન...' અને વળી કુમારિકાના મુખ ઉપર લાગણીના ભાર દોડી આવ્યા. મારાં મસ્તાન બાંધાને એ જોઈ રહી હતી. મેં એને આમ જોતી અટકાવવા જરાય પ્રયત્ન ન કર્યો.

એ એ જોતી જ હતી! અને એ હસી! જાણે એમ તો નહિ કહેતી હોય કે, 'ડૉક્ટર! આપણા બન્ને વચ્ચેના પ્રેમની શરૂઆત થાય છે!' પણ એ હસી છતાંય હું ન હસ્યો એટલે એણે એની શબ્દાવલીને આગળ ચલાવવા માંડી.

'ડૉક્ટર તમે લગ્ન નથી કર્યાં તેની મને ખબર છે. તમારી ઉમર પાંત્રીસ વર્ષની છે તે પણ હું જાણું છું...'

મારી ગંભીરતા હવે વધુ વખત ટકાવવી મને યોગ્ય ન લાગી, એના જીવનની એ વાતો કહેવા આવી છે કે મારા જીવન વિષે પૂછવા, એ વિષે હું એને રોષમાં ને રોષમાં પ્રશ્ન કરવાનો વિચાર કરતો હતો—ત્યાંજ તેણે બોલવાનું વળી ચાલુ રાખ્યું—

'તમે રોષે ન ભરાશો ડૉક્ટર, તમને હું લગભગ ત્રણેક વર્ષથી ઓળખું છું—તમારા માટે મને ખૂબ માન છે. તમને કદાચ વિચિત્ર લાગતું હશે ડૉક્ટર—કે મારા જીવનની વાત કહેવાને બદલે વળી હું તમારા જીવન વિષે બોલવા મંડી ગઈ છું—પણ મને માફ કરજો... મારા જીવનની જ એ વાત છે, એમ તમે માની લેજો. કેમ ડૉક્ટર?

અરે તમે તો મારા ઉપર ગુસ્સે થઈ જશો કે શું?...ના. ના. ડૉકટર એવું ન કરશો—' એને આમ જુદી જુદી રીતે જુદા જુદા શબ્દોમાં બોલતી જોઈ મને પહેલાં તો એકદમ એની બુદ્ધિ ઉપર વહાલ ઉત્પન્ન થયું. ઘડીમાં રોષ અને ઘડીમાં બુદ્ધિ ઉપર વહાલ એમ હું એના શબ્દો વચ્ચે ઝોલા ખાવા લાગ્યો. પણ મારી બુદ્ધિએ તરત જ એક નિર્ણય કરી નાખ્યો હતો. આ યુવતી જેટલી બુદ્ધિશાળી છે એટલી જ એનું કામ કાઢી લેવામાં એ ચતુર છે. જગતનો મોટો ભાગ આવા ચતુરોને દંભીઓ પણ કહે છે. જગતનો મોટો ભાગ એમને દંભીઓ પણ કહે છે. કારણ કે જગતનો મોટો ભાગ સામાન્ય બુદ્ધિને ધરાવનારાઓને વધારે બુદ્ધિ ધરાવનારાઓ સમજાવી પટાવી એમનો લાભ ઉઠાવી જાય એમાં શી નવાઈ છે? એમાં બિચારો પેલો બુદ્ધિશાળી શું કરે? સામાન્ય બુદ્ધિવાળાને એ બુદ્ધિશાળીનું વર્તન દંભી લાગ્યું!

મને આમ વિચારતો જોઈ એ કુમારિકા તરતજ બોલી—' ડૉકટર, હું દંભી નથી. દંભી જેવી વસ્તુ જ જગતમાં નથી—અલબત્ત. એ દંભી કયારે જગતમાં નથી હોતો તે સમજવાની પણ જરૂર છે. સમાન બુદ્ધિના માનવીઓ એક બીજાને મળે તો એમાં દંભ જેવું કાંઈ જ રહેતું નથી—પરંતુ ડૉકટર—ઓછી બુદ્ધિવાળો અને એનાથી વધારે બુદ્ધિવાળો એમ સામ–સામા બે જણા ભેગા થાય તો દંભ જેવું કંઈક પેલાં ઓછી બુદ્ધિવાળાને વધારે બુદ્ધિવાળામાંથી દેખાય.'

હું જે કાંઈ વિચારી ગયો હતો એજ શબ્દો મેં આ કુમારિકાના મુખે સાંભળ્યા. એની અવલોકન શક્તિ મને અજબ લાગી, એ યુવતી શક્તિશાળી હતી એ તો હું કયારનોય કલ્પી ચૂકયો હતો પણ મને હવે તો એની આ દંભ ઉપરની વિચિત્ર ફિલસુફી વિષે ચોખવટ કરવાનું મન થયું—મેં એને પ્રશ્ન કર્યો—

'મને તમે બોલ્યાં એમાં સમજ ન પડી. મને દાખલો આપીને સમજાવોને—'

'ડૉક્ટર તમે જુઠું બોલો છો!' એકદમ એ યુવતી જરાક ખિજાતી હોય તેમ ઢોંગ કરતાં બોલતાં પછી આગળ કહેવા લાગી—

'જુઓ—ડૉક્ટર, છતાંય તમારે જાણવું હોય કે મારી દંભની એ ફિલ્સુફીમાં સત્ય છે કે કેમ તે હું સમજાવું છું.'

'તમે ડૉક્ટર છો એટલે અને તમારી ખ્યાતિના આધારે હું એટલું તો તમને ચોક્કસ કહી શકું છું કે તમને શ્રીમંતોના અનુભવો હશે. જાત મહેનતથી આગળ આવેલ, શ્રીમંત બનેલ આદમીના આંતર–આત્માને પ્રશ્ન કરવામાં આવે તો એ એનો જવાબ આપશે. દબડાવી દબડાવી અને ભારે શબ્દો વાપરી એણે કેટલાંય ગરીબોને દુઃખી કરી તેની પાસેથી તેણે તેના શ્રમે દૌલત મેળવી હશે, વળી પાછી એ વ્યકિત બુદ્ધિશાળી છે માટે અહીં એની એક વિચિત્ર દલીલ આવવાની જ. એ ગરીબોએ અમારી સામે બળવો કેમ ન કર્યો—એમનામાં શક્તિ હોય તો એ શ્રીમંત બને—અમારી ક્યાં ના છે? જેની બુદ્ધિ તેનું બળ. જેની શક્તિ તેનું શાસન. આટલેથી પણ ડૉક્ટર જો તમને મારી વાત ન સમજાતી હોય તો મને જણાવો. ડૉકર! જીવનમાં મેં ઘણુંય સહન કર્યું છે—મેં એકલું એ સહન કર્યું નથી. સહન શકિતને કેળવતાંની સાથે ઉત્પન્ન થએલી અવલોકન શક્તિ વડે મેં મારા અને બીજાંઓના જીવનને પણ અવલોકયું છે. જો કે ડૉક્ટર! એક વાત તો સાચી જ છે. માનવીમાં શ્રદ્ધા હોવી જોઈએ. એકલી એનામાં શ્રદ્ધા હોય તો પણ તે એના ધાર્યા કાર્યોમાં વિજયી નીવડી શકે. મને જીવનની શરૂઆતથી જ એક શ્રદ્ધા હતી. દુઃખો પડતા હતા ત્યારે ગમે તે રીતે જીવનને ટકાવી રાકી ગમે તેવાં દુઃખોને દૂર કરવાં...'

'પણ તમારાં દુઃખો—તમારે જે કાંઈ કહેવું—ભલે ભલે—તમે આજ કહ્યા કરો.' મને થઈ આવ્યું કે હું એના દુઃખો શાં છે એ પૂછું—પણ વળી લાગ્યું કે એ તો એ કહેવા માટે આવી જ છે. ત્યાં વળી વચ્ચે બોલું છું એટલે એની જે બુદ્ધિભરી વાણી છે તે અટકી જશે, એમ લાગતાં હું ઝટ અટકી ગયો.

પણ વળી કુમારિકાએ એના શબ્દોને ફેરવી નાખ્યાં—તે કહેવા લાગી, 'તો ડૉકટર! દંભ એટલે શું એ તો તમે જાણો છો; ખરૂંને ?'

'ખાસ તો નહિ—પણ હું માનું છું ત્યાં સુધી દંભની વાર્તા આટલેથી અટકતી નથી. સામાન્ય કુટુંબે—આમ વર્ગમાં પણ દંભને સ્થાન છે.' મેં કહ્યું.

'એમ, તો પછી જીવનને ટકાવવાનું છે, ગમે તે રીતે દંભ નથી કે છે—એમ કહી જીવન જીવી શકાય છે. બાકી તો—'

'જે છે તેજ જગતમાં રહેવું જોઈએ નહિ ?' હું હસ્યો.

'ના, હું એમ કહેતી નથી—પણ જો જેને આપણે આજ જીવનમાં દંભ કહીએ છીએ તેને દૂર કરવાની વાત આપણે અત્યારે કરી અને પછી માનો કે એ પ્રમાણે આપણે એ દંભને દૂર કરી નાખીએ—તો જગતમાં જીવન શકય લાગે છે ?'

'તો તો પછી આ તમારી દંભની ચર્ચાને અહીં જ અટકાવી દો.' મેં હસી પડતાં કહી નાખ્યું.

'નીતિની મર્યાદાને દંભ ન ઓળંગી જાય એટલું જ બસ નથી ?' કુમારિકા પણ બુદ્ધિશાળી લાગી.

'પણ નીતિનો અંશ—વફાદારીનો અંશ પણ માનવીમાં હોય છે. કયારેક એ નીતિને વશ બની જતાં એ દંભને કદીએ પોતાના માનસમાં આગળ નથી આવવા દેતો હોતો.' મેં પણ હવે એની

સાથે જો આ ચર્ચામાં ઉતર્યા છીએ તો બરાબર ચર્ચા કરવી એમ નક્કી કરી નાખતાં વિચારી આટલું કહ્યું.

'તમારી વાત સાચી. તો મને કહો એ નીતિને ક્યારે ભૂલી જાય છે? દંભની–અનીતિની ક્યારે શરૂઆત કરે છે?'

'નીતિ એના જીવનને પોષણ નથી આપતી એમ એને લાગે ત્યારે. નીતિના કારણે પોતાનો જગત લાભ ઉઠાવે છે એવું એને લાગે ત્યારે. નીતિના ઉપરનો એનો વિશ્વાસ જ્યાં ઉઠી જાય ત્યાં એની મેળે એને ન સમજાય એવી રીતે એનામાં અનીતિ પેસી જાય છે.' મેં કહ્યું.

'તો પછી એના માટે શું થઈ શકે? માનવી શું કરે તો એ જીવન ટકાવી શકે, દંભને દૂર રાખી શકે?' અને વળી એણે મને આમ પ્રશ્ન કર્યો.

'નીતિ ઉપર જીવન ટકાવવા માટે એણે નીતિ ઉપર વિશ્વાસ રાખવો રહ્યો–અગર તો પછી નીતિને હાથમાં રાખી જો એ માનવીમાં બુદ્ધિ હોય તો અનીતિમાન સામે કપટી બની પોતાની બુદ્ધિથી એનો વિશ્વાસ જાળવી રાખી છેવટે પોતાની નીતિનું એને ભાન કરાવવું. પણ આવું તો ભાગ્યે જ માનવી કરી શકે. પોતાનામાં બુદ્ધિ છે. એ બુદ્ધિને બહાર લાવતાં આવડવું જોઇએ. પોતાની એ બુદ્ધિ—પોતાની એ શક્તિ છે. પોતાની એ શકિત એ જ પોતાની શ્રદ્ધા છે. એ શ્રદ્ધા સાથેની પોતાની ભાવનાઓથી માનવી મહાન બને છે. એના જીવનમાં એ સફળ થાય છે.' હું પણ હવે એની સાથે જીવનની આ નીતિ અનીતિની વાતો કરવામાં મશગુલ બની ગયો હતો. મેં એને એના સામું જોતાં જોતાં જાણે મને બોલવામાં કોઈ જ મુશ્કેલી નથી નડતી એમ બતલાવતાં આટલું કહ્યું.

'ડૉક્ટર! હું પેલો પ્રશ્ન ફરીથી પૂછું છું. તમે ગુસ્સે ન

થશો. તમે લગ્ન કર્યા છે ?—ના. ના. ના. હું એ જાણું છું. મને એ પણ ખબર છે કે તમારી ઉમર પાંત્રીસ વર્ષની છે.' પહેલાં એ બોલી ગઈ હતી. એના એ શબ્દો એણે ફરીથી ઉચ્ચાર્યા.

'તમે આમ મારી સાથે લાગણીવશ બનીને કેમ બોલો છો ? તમારે કાંઈ ખાસ દુઃખ તો નથીને ? જુઓ મારી વાત સાંભળો. તમને જે ક્ષય થએલ છે તે તો મટી જશે.'

'ડૉકટર—હું એ જાણું છું. તમે જાણો છો ડૉકટર ? હું તમને ત્રણ વર્ષથી ઓળખું છું.'

'ચાલો એ બધી વાતને હમણાં જવા દો. તમારાં જીવનની વાત કહો.' હું સમજી ગયો હતો કે તે મારા તરફ પ્રેમની નજરે જુએ છે. એ મારું દિલ ઇચ્છે છે, એટલે મેં એને એની વાત કહેવાની વાત આગળ કરી. એનું માનસ બીજી દિશામાં વાળવાનો મેં પ્રયત્ન કર્યો.

એણે એક નિશાસો નાખ્યો. હું એ જોઈ શક્યો. છતાંય એના તરફ લાગણીવશ નહિ બનતાં એને મેં બોલવાનું, એના જીવનની વાત કહેવાનું ફરીથી કહ્યું. અને એણે તે માની પણ લીધું, તે બોલવા લાગી.

'હા. ડૉકટર. હું મારાં જીવનની એ વાત કહેવા માટે તો અહીં આવી છું. એ વાત તો કહીશ. જરૂર કહીશ—પણ' એ અચકાતી હતી. મને એના માટે ખૂબ માન ઉત્પન્ન થયું હતું. એ દુઃખી હોય અગર ન હોય પણ એનામાંની બુદ્ધિવાળું એનું વ્યક્તિત્વ મારા ઉપર સુંદર અસર કરી ગયું હતું. એને અચકાતી જોઈ એની લાગણીઓ ઉપર હવે બિલ્કુલ તિરસ્કાર દર્શાવ્યા સિવાય મેં એને કહ્યું. 'તમે મારાં તરફ લાગણીઓમાં ન ખેંચાવ એમ હું ઇચ્છું છું. તમારે જે કાંઈ કહેવું હોય તે કહો. તમને મારાથી બનતી તમામ મદદ આપવાને હું રાજી છું.'

પણ પેલી કુમારિકા ચૂપ બની ગઈ હતી—મેં એ જોયું. મને લાગ્યું કે મારાં ઉડતા આવા શબ્દોથી તો એની વેદનાને એ દબાવી દે છે. એ કાંઈ જ મને કહેશે નહિ, અને વેદનાને દબાવી રાખતાં એ વધારે દુઃખી થશે. કદાચ વેદનાને દબાવી રાખતાં એ વધારે દુઃખી થશે. કદાચ વેદનાને દબાવી રાખે તો તે કદાચ ઊર્મિ ઉપરના કાબૂ રાખવાના આદર્શની દૃષ્ટિએ સારૂં—પણ એના હૈયાનું દુઃખ ?

મારા દિલમાં એના માટે ભાવ ઉત્પન્ન થયો. મને એનું એવું લાગણીભર્યું મુખ જોઈ પૂછવાનું મન થયું—અને મેં એને પૂછ્યું.

'તમને મારા માટે આટલી બધી મમતા—આટલી બધી લાગણીઓ શા માટે છે ? મને એ બિલ્કુલ સમજાતું નથી. તમારાં કહેવા મુજબ માની લઉં છું કે તમે મને ત્રણ–ચાર વર્ષથી અહીં નજીકના જ બંગલામાં રહો છો એટલે પીછાનતા હશો. પણ...'

'પણ—કાંઈ નહિ ડૉકટર ! મારાં જીવનની વાત જ તમે સાંભળી લોને. પછી તમને મારો સંપૂર્ણ ખ્યાલ આવી જશે. જુઓ મેં તમને કહ્યું. મારાં બાપુ હું જ્યારે પાંચ વર્ષની હતી ત્યારે અમેરિકામાં હતાં. મારી માતાનું અવસાન થયું ત્યારે પણ તેઓ અમેરિકામાં જ હતાં. ત્યાં તેઓ શું કરતાં હતાં તેની મને ખબર પછીથી પડેલી. મારાં એક નજીકના પિત્રાઈ કાકા હતા. એ કાકાએ મારા પિતાને મારા વિષે પત્ર લખ્યો હતો. મારૂં શું કરવું એ તેમણે જણાવી દેવું એમ એમણે એ પત્રનો જવાબ ન આપ્યો તેના બીજા પત્રમાં લખ્યું. પણ કોણ જાણે કેમ–મારા પિતા ત્યાં જીવતા હશે કે કેમ–એ એક પ્રશ્ન પછી તો મારા કાકાને મૂંઝવવા લાગ્યો. આથી એમણે પછી મારા પિતાને એમના જવાબો ન આવ્યા છતાંય બીજા ઉપરા–ઉપરી ચાર–પાંચ પત્રો લખેલા પણ કોઈ જ જવાબ નહિ. મારા એ કાકાને મારા ઉપર હેત નહોતું એમ તો હું ન કહી શકું. પણ તેઓ ખૂબ જ ગરીબ હતા.'

એના આટલા શબ્દો સાંભળ્યા—એના માટે મને જે કાંઈ માન હતું તે એથી લગારે ઓછું ન થયું. મેં ઘણાય એવાં ગરીબ પોષક શ્રીમંતોને જોયાં છે કે જેઓ ગરીબ બુદ્ધિવાન હોવા છતાં તે ગરીબ હોવાને–કારણે જ માન મેળવી શકતો નથી. માન તો શું પણ એનામાં બુદ્ધિ હોય તેના પ્રમાણમાં પણ કાંઈજ તે પામી શકતો નથી. અલબત્ત—આના માટે તો બુદ્ધિશાળી વર્ગે શ્રીમંતો સામે બળવો જ કરવો રહ્યો. એ બળવો હિંસક રીતે કરવાની હું તો કોઈને સૂચના આપતો જ નહિ. અરે અત્યારે પણ કોઈને એમ કહેતો નથી કે તમે શ્રીમંતો સામે લાઠી લઈને ઘુમો—પણ હું તો એમ કહું છું કે જે ગરીબ—બુદ્ધિશાળી વર્ગમાં પોતાની લાયકાત મુજબ પોતાને સ્થાન નથી એમ લાગી જાય તે બુદ્ધિશાળી વર્ગે પોતાનામાંની લાયકાત પોતાની બુદ્ધિથી શ્રીમંત શેઠીઆ આગળ રજુ કરવી. છતાંય એ લાયકાત મુજબ પોતાને સ્થાન ન મળે—તો નીતિને જાળવી રાખતાં પોતે તેઓનો સામનો કરવો. બુદ્ધિશાળી વર્ગ માટે આમાંનું કાંઈજ અશક્ય નથી. આ વખતે મને મારાં પોતાના જીવનની એક વાત યાદ આવે છે. હું જ્યારે વીશેક વર્ષનો હતો ત્યારે મારા એક ગરીબ મિત્રની સાથે હું એક શ્રીમંતને ઘેર એને નોકરી અપાવવા માટે ગયો હતો. એ શ્રીમંતે એ મારા ગરીબ મિત્રની સાથે પહેલા તો વિવેકી બની બધી વાતચીત કરી. એ બધો વિવેક એમણે શાથી વાપર્યો હતો એ હું સમજી શક્યો હતો. એ વિવેકના કારણમાં હું કહી શકું કે ત્યાંની મારી હાજરી હતી. મારા બાપુ પણ એ વખતે ડૉક્ટર જ હતા—એ શ્રીમંતને હમેશાં—હા. લગભગ હમેશાં મારા બાપુની જરૂર પડતી જ—અટલે એ શ્રીમંત મારા બાપુને બરાબર પીછાનતા હતા, પેલા મારા મિત્રે હજુ પોતાની ગરીબાઈ વિષે લગારે વાત નહોતી કરી. પોતાના અનુભવો અને પોતાની આવડત ઉપર-ની જ બધી વાતો એણે એ શ્રીમંતને કહી હતી. એ શ્રીમંતે મારી હાજરીને લીધે અને એના આવા અનુભવો અને વિવેકને લીધે એના

માટે સારો મત બાંધી એને રૂપીઆ પિસ્તાલીશ માસિક આપીશ એમ પણ કહ્યું, મારા મિત્રની ઉંમર પણ મારા જેટલી એટલે લગભગ વિશેક વર્ષની હતી. પછી એ શ્રીમંતે બીજા દિવસથી મારા મિત્રને તેમની પેઢીએ નોકરી માટે આવવાનું કહ્યું. ત્યારપછી અમે ત્યાંથી ચાલ્યા ગયા. બીજે દિવસે મારો મિત્ર ત્યાં કામ કરવા માટે ગયો. થોડા વખત ઉપર જ એની માતા અવસાન પામેલી હતી. એટલે મારો એ ભાઈબંધ લાગણીવશ બની ઉદાસ ચહેરે જ કેટલાક દિવસથી ફરતો હતો. દુઃખની લાગણીઓ કાંઈ ચોવિશે કલાક કોઈ પણ માનવીના મુખ ઉપર રહેતી નથી. જ્યારે એ એની માતાની યાદમાં સપડાઈ જતો ત્યારે એ એના માનસ ઉપરનો કાબૂ ગૂમાવી બેસતો. એ ઉદાસ બની જતો. કોણ જાણે કેમ એ કાંઈ જ સમજ્યો નહિ, અને એણે મન ઉપર કાબૂ રાખ્યો નહિ. એનું પરિણામ છેવટે આ આવ્યું. એ પેઢીની અંદર જ એ પ્રમાણે ઉદાસ થઈને બેઠો. પેલા શ્રીમંત શેઠની એ વખતે હાજરી હતી. તેમણે એ ઉદાસીનતાને જોઈ. પહેલો દિવસ જ હતો એટલે તેઓ કાંઈ બોલ્યા નહિ. ત્યારપછી પંદરેક દિવસ ચાલ્યા ગયા. એની ઉદાસીનતાને લઈને એ બીજા કામમાં એના માનસને ઉતારી શક્યો નહિ. એનું પરિણામ— પેઢીના કાર્યમાં એણે કહી હતી એવી લાયકાત નથી એમ પુરવાર થયું. શ્રીમંત શેઠ એની ઉદાસીનતાને સમજતાં હતાં. કંઈક કારણ હશે—અને એ કારણને દૂર કરી શકાય તો સારૂં. એમ માનીને એમણે મારાં એ મિત્રને પોતાની પાસે બોલાવ્યો મારા મિત્રના જીવન વિશે પૂછ્યું. અંગત જીવન વિષે. મારા મિત્રે એ વાત કહી. પોતાની ગરીબાઈ વિષે પણ તેણે જણાવી દીધું. અને વાતવાતમાં પેલા શ્રીમંતે એમ પણ જાણી લીધું કે મારા મિત્રને પહેલાં જ્યાં કામ કરતો હતો ત્યાં ફક્ત વીશ જ રૂપીઆ પગાર હતો! ખેલ ખલાસ! આ શ્રીમંત મહાશયે મારા મિત્રને ધીમે રહીને કહી દીધું— 'ત્યારે હું તમને બાવીશ જ રૂપીઆ પગાર આપીશ—જુઓને તમને

કામ કરતા પણ ક્યાં બરાબર આવડે છે.'

મારા મિત્રને તે વખતે તો સખ્ત લાગી આવતું. તે કાંઈ ન બોલ્યો. પોતાની પરાધીનતા—એને સાલી. એને અહીં ધીમે ધીમે ગુલામી જેવું લાગવા માંડ્યું. એ વખતે તો એ એ શ્રીમંત ઉપર ખૂબ જ ઉશ્કેરાઈ ગયો હતો—એટલે તેણે મારી પાસે આવી એ શ્રીમંતની આવી બદમાશી માટે મને ઘણું કહી નાખ્યું. હું એની ઊર્મિઓને કે જેને એ સમજી નહોતો શકતો તેને સમજતો હતો—જાણતો હતો. એટલે મને તો સ્પષ્ટ જ જણાઈ ગયું હતું કે આ ભાઈસાબનું મન કામમાં ચોંટતું નહોતું એટલે અને પેઢીમાં એ ભાઈસા'બને આમ તો પિસ્તાલીશ રૂપિઆનો પગાર આપવામાં આવે તો પોષાય એમ નથી એમ લાગવાથી જ એ શ્રીમંતે એ મહાશયને આમ સ્પષ્ટ બાવીસના પગારે ઉતારી પાડ્યા હશે. પછી તો પેલો મારો ભાઈબંધ ખૂબ ઉશ્કેરાયેલો રહેવા લાગ્યો. એનું કામ પણ એ બરાબર કરવાનું ભૂલી ગયો. શ્રીમંતનો મિજાજ ગયો. તેને રાજીનામું મળી ગયું. એકંદર રીતે તો આ વસ્તુ યોગ્ય હતી. પણ એ બન્ને જણાના આવા જુદાં જુદાં વર્તનોમાંથી સૂર નીકળે છે. Co-operation-એમ બીજાની સહમતી વગર કોઈ જ કાર્ય શક્ય નથી. બીજું ગરીબને શ્રીમંતની આગળ આમ વર્તન ચલાવતા ન આવડ્યું એથી એણે નોકરી ગૂમાવી—અને એ બિચારો દુ:ખી થયો. જો કે આ ભાઈસાહેબે તો ખોટા ઉશ્કેરાટમાં કહી દીધું હતું કે શ્રીમંતો ખરાબ છે. શ્રીમંતો–મેં એમને હું ગરીબ છું એમ કહ્યું એટલે જ એમણે મારો પગાર ઘટાડી દીધો એ વાત પણ એકંદર રીતે મારા એ મિત્રે શ્રીમંતના જે લટકા સાથે બોલાયેલા શબ્દો મને કહ્યા હતા તે લટકા–મટકાથી તો હું જાણી જ શક્યો હતો કે તેઓએ અડધો સૂર તો પેલાની ગરીબાઈ લીધે જ ઉભો કર્યો હતો—'તો તો હું તમને બાવીશ જ રૂપીઆ આપીશ.' શ્રીમંતનું દિલ પણ સાફ નહોતું. એના દિલમાં પેલા મારા મિત્રને અચ્છી રીતે તાલીમ

આપી અગર તેનું માનસ જાણી એને આશ્વાસન આપી એના કામમાં એને ઉત્સાહ આપ્યો હોત તો કાંઈ આમ બનત ખરું? પેલાં મારા મિત્રને રાજીનામું આપવાની ફરજ આવી પડત ખરી? અરે—ઉશ્કેરાટમાં પણ ખોટા સ્વમાનમાં તણાઈને તે રાજીનામું આપત ખરો?

એકાએક મેં કુમારિકાના મુખે ગરીબાઈ શબ્દ સાંભળ્યો એટલે મને આ આટલું બધું જણાવી દેવાની જરૂરીઆત લાગી હતી. કુમારિકાની ગરીબાઈ સાંભળીને મને પણ કદાચ જો ઉપરના મારા મિત્રના ગરીબાઈને લીધેના શ્રીમંત સાથેના વર્તનની વાર્તાનો ખ્યાલ ન આવ્યો હોત તો હું પણ કદાચ કુમારિકાની આગળ બેપરવા બની જાત. સાચે જ મારી ખૂરશીમાં હું જે રીતે કુમારિકા તરફ માન દર્શાવતી ઢબે બેઠો હતો તેમાં તો ફેરફાર આવી જ ગયો હતો. પણ મારા મિત્રની સાથેના ગરીબાઈને લીધેના શ્રીમંતના એ વર્તનથી મને જે ખ્યાલ આવી ગયો તેથી હું પાછો મેં ગરીબાઈ શબ્દ સાંભળ્યો છતાંય કુમારિકા તરફ માનથી જોઈ મેં એને આગળ બોલવા વિષે જણાવી દીધું.

હું ખૂરશીમાં સહેજ હાલી ગયો હતો. એ કુમારિકા જોઈ ગઈ હતી. તે તરત જ કંઈ સમજતી હોય તેમ બોલી, 'ડૉક્ટર! હું કે મારા એ વખતે ગરીબ હતી—છતાં અમારા દિલ તો ગરીબ નહોતાં જ. કદાચ અમારા કુટુંબ તરફના અભિમાનમાં ખેંચાઈને હું આ બોલતી હોઉં એમ તમને ઘડીભર લાગી જશે. પણ હું આજે તો એક વાત સાચી જ કહી દઉં છું કે મારી જાત માટે તો મને બિલકુલ અભિમાન નથી. પણ મારો. ના. ના. ના મને અભિમાન તો કશાયનું નથી. પરંતુ ડૉક્ટર! મારૂં માનસ ગરીબ નથી.'

હું એના આવા શબ્દો સાંભળી ખુશ થયો. મેં ખૂશાલીને

પ્રદર્શીત ન કરી—મેં તેને કહ્યું-' તમે તમારા જીવનની વાત કહેતાં કેમ અટકી ગયાં? ચાલો તમારા જીવનની વાત મને કહો.'

લાડથી બોલાએલા મારા એ શબ્દોમાંથી એણે ઊર્મિઓને મીલાવી દીધાની ખાત્રી આપતું હાસ્ય એ હસી.

એ હાસ્યને હું જોઈ ગયો. મને ખાત્રી થઈ ગઈ કે મારા શબ્દોમાંથી એણે પ્રેમને શોધી કાઢયો છે. પણ મેં એની બહુ પરવા ન કરી.

મેં કહ્યું—' કહો-કહેશો ને?'

આવી રીતે ઊર્મિમય બની બોલવા પાછળનો મારો હેતુ એના દુઃખને એની વાતને સાંભળી એના હૃદયને હળવું કરવાનો હતો—એ હેતુ એનાથી સમજી શકાય એમ નહોતો. એ એ ન સમજી શકી હોય તેમ મને લાગ્યું.

તે બોલી: ' ડૉકટર, હું કહું? જવા દો. મારે મારા જીવનની વાત કહેવી નથી. ડૉકટર-ડૉકટર! હું તમને ચાહું છું!'

ચોંકાવી મૂકે એવાં એના આવા શબ્દો સાંભળ્યા છતાં હું ચૂપ જ રહ્યો. મને ક્યારનીએ ખબર પડી ગઈ હતી કે એ મને ચાહે છે. મેં એને ઊર્મિથી ભાવમય બની એના જીવનની વાત પૂછી એનું આ પરિણામ હતું. હું પણ રશિયન નિહાલીસ્ટ વર્તનને માન્ય રાખતો હતો. પરંતુ બીચારી કુમારીકાને ખબર નહોતી. વનબાલા નામની એક યુવતીની સાથે હું ઘણાય વર્ષોથી પ્રેમમાં હતો. પ્રેમમાં એટલે અમે બન્ને મિત્રો હતા. મારા આદર્શો અતિશય ઉચ્ચ અને કદાચ વર્તમાન સમાજના ઘણા માણસોની દૃષ્ટિએ કદાચ એ ઉચ્છૃંખલ પણ ગણાશે—પણ મને એની બહુ પરવા નહોતી. આ કુમારીકાને જ્યારે ખબર પડશે કે હું એક વનબાલા નામની યુવતીના સંબંધમાં ઘણાય વખતથી છું ત્યારે એના દીલમાં થોડું ઘાણું પણ

કેવું દુઃખ ઉત્પન્ન થશે એનો હું વિચાર કરવા લાગ્યો. આ યુવતી—કુમારીકા પણ આદર્શ તો હતીજ. કદાચ એના વિચારો પણ મારા જેવા હોય.

મને આમ વિચારતો જોઈ એ તરતજ બોલી. 'ડૉક્ટર—તમે વનબાલાની સાથે સંબંધમાં છો એની મને ખબર છે—'

હું તરતજ હવે ગુસ્સે થયો—'તો પછી તમે મને એમ કેમ પૂછ્યું હતું કે ડૉક્ટર! તમે લગ્ન કર્યાં છે કે નહિ?'

'એ અદબી માફ કરજો ડૉક્ટર! તમે વનબાલા સાથે હજુ લગ્ન ક્યાં કર્યાં છે?' એણે પ્રશ્ન કર્યો.

'એ બધું મારે જોવાનું છે.' હું ચિઢાઈ ગયો. કુમારીકા મારી અંગત બાબતોમાં આમ ઉતરતી જોઈ અને મેં સામાન્ય રોષમાં—સંસ્કારી રોષમાં ધીમેથી કહ્યું.

'ઠીક તો ડૉક્ટર હવે હું જઈશ. પછી અવાશે તો આવીશ. નહિતર પછી કાલે—દવાખાને તો જરૂર આવીશ. બાકીની વાત—ડૉક્ટર ડૉક્ટર—હું તમને ચાહું છું. ભલે કાંઈ નહિ. હું કમનસીબ હતી. આજેય કમનસીબ છું...'

અને એ ઉભી થઈ ગઈ. ધીમે ધીમે બારણા તરફ એ જવા લાગી. આવી વિચક્ષણ યુવતી હજી સુધી મેં ક્યારેય જોઈ નહોતી. મને એના મુખ અને એના શબ્દો ઉપરથી એ Sincere—સાચી લાગી. મેં તેના ખભે હાથ મૂકયો. પાછી જતાં મેં એને અટકાવી—'બેસો.'

'ના. મને જવા દો ડૉક્ટર! વનબાલાની વચમાં હું શા માટે પડું? તમને જે ન ગમે...'

એ આગળ ન બોલી શકી. છેલ્લી વખતે મારો પ્રેમ મેળવવા માટે દંભી રીતે બોલતા એના આ શબ્દોને હું સમજી શકયો હતો. મારા મુખ ઉપર એથી દંભી—દંભ તરફના તિરસ્કારનું નિર્ણયભર્યું—

નીરૂપાયી તેજ પ્રગટી ઊઠ્યું. એને, એણે એ જોયું. અને એ અચકાઈ ગઈ હતી.

એની આંખો મારા તરફ ઊર્મિભર્યા હેતે જોઈ રહી હતી. શું કરવું? મેં એના ખભેથી હાથ ઉપાડી લીધો—એ ફરી બોલી—'ડૉકટર.'

મને કાંઈ ન સૂઝયું—હું મૂંઝાઈ ગયો. મેં મારી આંખો બંધ કરી દીધી.

અને—અને—એણે મારી એ નિર્બળતાનો લાભ ઉઠાવ્યો—એ મને ભેટી પડી-મને ચૂમવા...પણ હું પત્થરનો બની ગયો. મેં મારું માથું જોરથી આમતેમ વિંઝવા માંડ્યું. મેં એને મારાથી દૂર કરી.

મેં એના સામું જોયું. એની આંખોમાં આંસુ હતા.

મેં ધીમેથી કહ્યું—'કુમારિકા હું નીરૂપાય છું.'

'વનબાલા છે માટે?'

'ના.'

'તો?'

'તમારો મને પૂરો અનુભવ નથી, તમારા જીવનની વાત હું જાણતો નથી.'

'મારા જીવનની વાત હું તમને કહું? હજુય તે જાણવાની જરૂર છે?'

'એટલે?' અર્ધું સમજતાં મેં પૂછ્યું.

'ડૉકટર? તમને હું મારા જીવનની વાત કહીશ. બધું કહીશ—પણ તે બધું શા માટે? તમારી હૂંફ લેવાને માટે જ ને? તો પછી તમારી હૂંફ મને તો અત્યારથી જ મળી જતી હોય તો? ડૉકટર તમારા આદર્શો—'

'પણ તમને મેં હજુ આજે જ ઓળખ્યાં છે. તમારી માંગણીનો હું એમ તરત જ સ્વીકાર નહિ કરૂં. માફ કરજો.'

'પણ ડૉકટર હું તો તમને ત્રણ ચાર વર્ષથી ઓળખું છું—'

'પણ તમને મેં હજુ આજે જ ઓળખ્યાં છે. તમારી માંગણીનો હું એમ તરત જ સ્વીકાર નહિ કરૂં. માફ કરજો.'

'પણ ડૉકટર હું તો તમને ત્રણ ચાર વર્ષથી ઓળખું છું.'

'પણ તમે તમારી આટલી મોટી ઉમર થઈ છતાંયે હજુ લગ્ન નથી કર્યાં?' મને એની ઉમર વિષે પૂછવાનું મન થયું. મેં પૂછ્યું.

'ના.'

'કેમ?'

'કેમ?—ડૉકટર એ પ્રશ્ન નકામો છે. મને મારા જેટલા ઉચ્ચ વિચાર–હા–જો એ વિચારોને ઉચ્ચ વિચારો કહી શકાતા હોય તો–

'તમને કોઈ હજુ સુધી તમારા લાયક મળ્યું નથી, નહિ? અને હું લાયક ઠર્યો ખરૂં?' મેં હસી પડતા કહ્યું.

તેણે જવાબ આપ્યો—'હા.'

'તમારા માટેની મારી લાયકાત છે એવું તમે ક્યારે જાણેલું?'

'ત્રણ ચાર વર્ષ પહેલાં—'

'અને આજે તમે મારી પાસે આવો છો.'

'મેં તમારી પૂરી પરીક્ષા કરવામાં બાકીનો વખત ગાળ્યો.'

'કે ત્રણ ચાર વર્ષ દરમ્યાનમાં હું તમારી ઝપટમાં ન આવ્યો?' ફરી હું હસી પડયો.

અમે બન્ને ફરીથી સોફા ખુરશીમાં બેસી ગયા હતા.

'તમને આ ઝપટ લાગતી હોય તો હજુય હું ચાલી જઈશ. તમને દૂરથી જોઈશ તો પણ બસ છે!!'

'તો તમે ત્રણ ચાર વર્ષથી મને દૂરથી જોઈ સંતોષ પામી ચૂકયા હતા?'

'ના. ના. એવું તો ખાસ નહોતું.' લગભગ પહેલી જ વખત આવું મીઠું હાસ્ય એ હસતી હોય તેમ મને લાગ્યું.

'ત્યારે?' મેં પૂછ્યું.

'કહું ?' એણે લાડથી બોલવા માંડયું.

મને વળી પાછું ફરી મારી પરિસ્થિતિનું ભાન આવ્યું. હું ફરી સખ્ત બનવા ગયો. પણ નિષ્ફળ.

'વનબાલાએ મને તમારી છબી આપી હતી !'

'હેં ?' હું ચોંકી ગયો.

'હા.'

'પછી ?' મેં પૂછયું. વનબાલા—વનબાલા—વનબાલા મારા દિલમાં ધબકારા થવા લાગ્યા.

'વનબાલાને અને મારે સંબંધ છે. બેનપણા છે. મેં તમારી છબી જોઈ. ભોળી—હા. હા. હા. જરૂર ભોળી વનબાલાએ તમારા ગુણગાન મારી પાસે ગાયાં જ કર્યાં,

'અને તમે હવે મારો લાભ ઉઠાવા આવ્યાં છો ?'

'ના. ના. હું ના કહું છું. હું જઈશ. વનબાલાનો—ના—ના ના. હું મારો જ ભોગ આપીશ–હું જઈશ–જઈશ.' એ ઉભી થઇ ગઈ.

વળી બોલી—'પણ ડૉક્ટર–હા–જરૂર એના કરતા હું તમારી પાસે ન આવી હોત તો જ સારૂ હતું. ડૉક્ટર જુઓ—જુઓ—હું સાચૂં જ કહું છું. તમારી છબી તો મેં કયારની વનબાલાને પછી પાછી પણ આપી દીધી છે !'

મારો શ્વાસોશ્વાસ વધવા લાગ્યો. એ વિચિક્ષણ યુવતી—

'પણ ડૉકટર સાંભળો. મારાં સામું જુઓ—હું હવે જીવવાની નથી. મારાં જીવનના દુઃખોની વાત હું તમને કહેવાની નથી. મને ક્ષય થયો છે. ડૉકટર—ડૉકટર—એ ક્ષયમાં જ હું ખતમ થવાની છું. ડૉક્ટર દુઃખીયા માટે...ના. ના. ના. વનબાલા......હું જઈશ.'

એક નિશ્વાસો નાખતાં ઉભી થઈ જવા લાગી-

પણ વળી અટકી–'ડૉક્ટર આમ તો આવો.'

હું એની એ આજ્ઞાને ન રોકી શકયો. હું એની પાસે ગયો. મારા સામું એ નિરખી જ રહી. મારી સાથે એ એના દીલનું અનુસંધાન ઈચ્છતી હતી. પણ મારી આંખોમાં એના માટે એ માંગતી હતી એવા ભાવ નહોતા. હું નીરૂપાય હતો. મેં કહ્યું—' આમ શા માટે દુઃખી થાવ છો—તમારા જીવનની સર્વસ્વ વાત કરો—તમને ક્ષય મટાડીશ—તમને મારી બનાવીશ. બસ ! '

' સાચે ?! ' એની ખૂશાલીને એ ભૂલી ગઈ. એની આંખોમાં આંસુ આંસુ—હર્ષના આંસુ આવી ગયાં—ફરીથી એણે મારા ખભા ઉપર મસ્તક મૂકયું.

' કાલે આવશોને ? ' મેં પૂછયું. એના માથાના વાળના ઉપર હું હાથ ફેરવવા લાગ્યો,

' હા–ના. '

' કેમ ? '

' વનબાલા. '

' વનબાલા ઈર્ષાખોર નથી હોં કે ! '

' હું એ જાણું છું. '

' એથી જ મારો લાભ ઉઠાવ્યો—'

' ના. '

' તો ! '

કોઈ જ જવાબ ન મળ્યો. એ કુમારીકા એના મસ્તકને ડૉક્ટરના ખભા ઉપર એમને એમ રાખીને ડૉક્ટરના ખભાને ભીંજાવી રહી. આંસુથી—અને ડૉક્ટર ? કુમારીકાનું જીવન કેવું હશે—એની કલ્પનાઓમાં ગૂમ થઈ જતાં કુમારીકાના માથાના વાળની સાથે રમતા હતા. ધીમેથી તેઓ બોલી ગયા હતા. ' ક્ષય–અક્ષય. '

## સ્પષ્ટતા

આપણે આજની વાત કરો—આવતી કાલની નહિ. આજની આપણે વાત કરીશું એટલે આવતી કાલનાં ઘડવૈયાઓ એમની આવતી કાલને સંભાળી લેશે.

[ ૨ ]

બીજે દિવસે મેં મારા દવાખાનામાં એની ખૂબ રાહ જોઈ—એનાં જ વિચારોમાં મેં લગભગ સવારનો બધો સમય પસાર કર્યો. પણ કોણ જાણે કેમ એ યુવતી ન આવી. એને શું થયું હશે? વનબાલાની વચમાં નહિ આવવાનું એને મન થયું હશે? અગર તો એને પોતાના એ થઈ ગએલાં વર્તનમાં અયોગ્યતા કે પોતે ખોટું કર્યું છે એવું ભાન થયું હશે? એના જ વિચારોમાં ને વિચારોમાં સવારથી હું મારા કામમાં પણ બરાબર મન પરોવી શકતો નહોતો. મને મૂઝવણ તો હતી જ, અને મારી મૂઝવણમાં વધારો થતો હતો. અને જરાક સ્થીર બનતા ભાન પણ થયું કે આમ મૂઝવણનું કારણ તો...તો...મને એ ચાહે છે. અને મને એના ઉપર પ્રેમ છે–એવું જ કલ્પી શકાય ને? અને મેં એ પ્રમાણે કલ્પના પણ કરી નાખી. લગભગ બધાંય દર્દીઓને મેં એ દિવસે Deto—એટલે પહેલાંના–આગલા દિવસ મૂજબ જ દવા આપી દીધી હતી! એટલી વળી મેં

અક્કલ વાપરી એટલું સારૂં થયું. નહિતર ખોરાક પચવાની દવા આપવાને બદલે કદાચ કોઈને મેં ઝાડાની દવા પણ આપી દીધી હોત...એકલી પેલી યુવતીની હરઘડીએ આવતી યાદને લીધે જ.

પણ મારે શું? છટ્—છોડ—એવા વિચારો પણ મને આવવા લાગ્યાં—અને મેં એ યુવતીના વિચારોને હું બપોરે ઘેર આવ્યો ત્યારે દૂર કરી નાખ્યા. પહેલાં વનબાલા મારાં મગજમાં ખૂબ રમતી હતી. હવે વનબાલા ક્યાં ગઈ? હું બીજે શામાટે આકર્ષાયો? વનબાલાને હું બેવફા નથી લાગતો? પણ ના–ના–ના. વનબાલાનું સ્થાન જુદું છે. મારૂં સ્થાન જુદું છે. અમે બન્ને સ્વતંત્ર છીએ. તો પ્રેમ એટલે શું? પ્રેમ કાયમનો કેમ ન હોઇ શકે? વનબાલાને હું ચાહતો નથી એમ તો કહી શકું જ નહિ. વનબાલાનું અહિત પણ હું હજુય ઇચ્છતો નથી. તો પછી વનબાલામાં ખામી ક્યાં? વાહ! ક્યાં કુમારીકા અને ક્યાં વનબાલા. એ બન્નેમાં ફેર કયો? વનબાલા કરતાં કુમારિકા વધારે બુદ્ધિશાળી છે એટલું જ ને? પણ એથી કાંઈ વનબાલા ગમતી નથી એવું તો ઓછું જ ને? વનબાલા કુમારીકા જેટલી શક્તિ ધરાવતી હોત તો? પણ–ના–ના. આ પ્રેમની લાગણીઓ વિચિત્ર છે. દુનિયાએ જેવી પ્રેમની વ્યાખ્યા ઘડી નાખી છે તેમાં હું માનતો નથી. પત્ની એ જીવનભર પતિની બની જાય એવાં આદર્શો મને પસંદ નથી. અલબત્ત! એક બીજાંના દીલ હોય અને એકબીજાં એમાં રાજી હોય તો જુદી વાત. પણ આમાં કાયદાને સ્થાન ન હોવું જોઈએ. એ કાયદો એ જ પછી રૂઢિ બની જાય છે. એ કાયદાને જ પછી રૂઢિ ગણવી જોઈએ. એ કાયદો એજ રૂઢિના રૂપમાં દેખાય છે. અને એ કાયદો બની જાય છે માટે પતિ–પત્નિને પછી ધમકાવે છે–મારે છે–ઝૂડે છે અને દિલ ચાહે તેવી રીતે તે પત્નીનો લાભ લે છે. પત્ની એટલે જાણે ગુલામ, પત્ની એટલે જાણે જીવન જીવવાનું રમકડું—પત્નીની સાચી વ્યાખ્યા અદૃશ્ય થઈ જાય છે–અને પત્ની એટલે મૂઢ–બની જાય છે એમ કહી શકાય. આમ રૂઢિ એ કાયદાના

સ્વરૂપમાં આવી એટલે પુરૂષ-સ્ત્રી ઉપર સરમુખત્યારી દાખવવા પ્રયત્ન કરે છે. પુરૂષ સ્ત્રી ઉપર આમ વર્ચસ્વ સ્થાપે એટલે સ્ત્રીનો માનસિક વિકાસ જે એના સ્વતંત્ર માનસ-વિહારમાં સમાએલો છે એ રૂંધાઈ જાય છે. સ્ત્રી કાંઈ જ કરી શકતી નથી. એને ટેલીફોન એટલે શું એની ખબર નથી હોતી, તાર એટલે એ ત્રાંબાનો તાર સમજે છે, બેન્ક એટલે ત્યાં એક મોટી તિજોરી હશે અને તેમાં ફક્ત રૂપીઆ રાખવામાં આવતા હશે. પેલો ગોરો અમલદાર એટલે 'દેતવા !' આવાં પ્રકારના માનસ ધરાવતી સ્ત્રીઓને એટલી પણ ખબર નથી હોતી કે એ ગોળા દેતવા-દેવ પોતાનામાં કમઅક્કલ હોવાને લઇને, પોતાને કમ-અક્કલજ રાખીને, પોતાના ઉપર જ શાસન કરે છે. અને હિંદની ગુલામીમાં-હિંદને ગુલામ રહેવા દેવાના ગુન્હામાંથી સ્ત્રીઓ પણ છૂટી શકતી નથી જ.

આજે કંઈક સ્ત્રી ઉન્નતિ આવી ગઈ હોય એમ લાગે છે. સ્ત્રી આઝાદ બની ગઈ છે એમ જણાય છે. પણ એ વાત જેટલે દરજ્જે સાચી ગણવામાં આવે છે તેટલે દરજ્જે, તે હજુ જોઇએ તેવા સ્વરૂપમાં સાચી નથી. અલબત્ત સ્ત્રી—જે સ્ત્રી આઝાદ બનેલી છે એ કંઈક અંશે દેશને માટે પ્રાણ અર્પણ કરી શકે તેવી પણ લાગે છે. મારો એક દોસ્તદાર છે—એમની દલીલો મઝાની છે. જુના યુગમાં જન્મવાને બદલે એ ભાઈસાબ આ યુગમાં જન્મી પડયાં છે. એટલે એમના વિચારો અયોગ્ય છે એમ તો નથી કહેતો. ઘડીભર માની લેવાય તેવા છે ખરા—પણ એ વિચારો જેને આપણે પ્રગતિ કહીએ છીએ. તેની વિરોધમાં શરૂઆતમાં લાગી જાય છે—પ્રગતિને માટે પ્રત્યાઘાતી. એ કહે છે, 'સ્ત્રીઓને સમાનતા મળી જશે—તો સ્ત્રીઓનું જે માન અત્યારે પુરૂષ સમાજમાં છે તે નહિ રહે. આજે એક યુવકને પોલીશ—એ યુવક સાયકલ ઉપર જતો હોય અને કંઈક ગુન્હો કરી બેસે તો પકડશે. સ્ત્રી કે યુવક તરફ માનથી એ પોલીસ જોવાનો અને જવા દેવાનો.' સ્ત્રી ગુન્હો કરતી હોય તોય અહીં હું

હવે મારી દલીલ રજુ કરૂં. 'એવા પોલીસના માનસને અવલોકવાની જરૂર છે. એવો પોલીશ એ સ્ત્રી છે, યુવતી છે એમ માનીને એને જવા દે છે? એવો મહાન આદર્શવાદી પોલીશ કોઈ હશે કે જેનામાં બિલ્કુલ જ બુદ્ધિ નહિ હોય—અગર તો પછી કો'ક મહા સંસ્કારી—બુદ્ધિશાળી હોઈ શકે. પણ મહા સંસ્કારી બુદ્ધિશાળી તો ન જ હોય કારણ કે મહા—સંસ્કારી બુદ્ધિશાળી હોય તો તે પોલીશના સ્થાને પડી રહે જ નહિ. કદાચ માની લઈએ કે એ યુવતીને એ સાયકલ ઉપર જવા દે છે. જાણે છે કે યુવતી ગુન્હો કરે છે છતાં એ એને રોકતો નથી. એનું કારણ શું? આઝાદ લાગી જતી યુવતીની એ આઝાદીનું જ એમાં વ્યક્તિત્વ હોય છે. પ્રગતિના ધોરણે. મારા મિત્રની જે ઉણપ જણાવ્યા પ્રમાણેની માન્યતા છે તે તો જ્યારે એ ખુદ મહાશય જીવતા પણ નહિ હોય ત્યારની છે. આપણે આજની વાત કરો આવતી કાલની નહિ. આજની આપણે વાત કરીશું એટલે આવતી કાલના ઘડવૈયાઓ એમની આવતી કાલને સંભાળી લેશે. એમની આવતી કાલની મૂશ્કેલીઓને જે મારાં મિત્ર આજે જણાવે છે તેને ઉકેલવાની શક્તિ એમનામાં આવતી કાલે હશે જ.

સુખીમાં સુખી સ્ત્રી પુરૂષના સંબંધનો હવે મને વિચાર આવવા લાગ્યો. વનબાલા સાથે જીવન વિતાવીશ તો સુખી બનીશ કે કુમારીકા સાથે લગ્ન કરૂં કે નહિ? લગ્ન એટલે શું? આપણા શ્રી. નાનાલાલ કવિના કહેવા મુજબ લગ્ન એટલે પ્રભુતાના પગલાં માંડવા—હું એની ના નથી કહેતો. પણ પ્રભુતાના પગલાં લગન કર્યા વગર ન માંડી શકાય? કેટલો અનિતિમય વિચાર! લગ્ન શા માટે છે? એક બીજાં લગનથી તો એટલું જ માની લે છે કે હવે અમે પતિ—પત્નિ છીએ. કેટલાંક સ્થાને તો પોતે આમ લગનનો આવો અર્થ કરી આ પ્રમાણે માની બેઠાં છે એનો પણ એમને ખ્યાલ નથી હોતો. અને ખ્યાલ આવી જાય તો લગન એ એમને એક ધતિંગ જ લાગે! લગ્ન થયું—લગ્ન થાય. પણ પછી પુરૂષ અને સ્ત્રીને ન બને—તો

પછી એ લગ્નનો અર્થ શો ? Divotce લેવાનું એકબીજાને મન થાય. તો પછી લગન ન જ હોય એ શું ખોટું ? પણ લગન ન હોય એ વિચાર જ અત્યારે ભયાનક લાગે છે. લગ્ન ન હોય તો અનીતિ વધી પડે—એમ આપણને અત્યારે લાગે છે. એમ કદાચ બને પણ ખરૂં—પણ એમ જો બનશે તો એને કાબુમાં લઈ લેવાનું કામ આવતી કાલના ઘડવૈયાઓના હાથમાં છે. આપણે શા માટે આપણે જે પ્રગતિ કરવાની છે તેને અવરોધીએ ? એટલે હું એમ નથી કહેતો કે આપણે લગ્ન જ નહિ કરવા. આપણાં લગ્ન દેહના નહિ—આત્માના થવાં જોઈએ. ઘણા કવિઓ અને મહાન લેખકો તેમજ મહાપુરૂષોના આ શબ્દો છે. એ શબ્દોને આવકારી લઈ એમાં મને આવડે એવો હું વિચાર મૂકું છું. દેહના લગ્ન તો નજ હોવાં જોઈએ એમ હું કબૂલ કરૂં છું. અણુ આત્માના લગ્ન. મારો પ્રશ્ન છે આત્માના લગ્ન એટલે શું ? લગ્ન શકય છે ? ક્યારેક આત્મા આત્માને સંતોષવા માટે લગ્ન હોઈ શકે છે પણ પછી તો એ આત્માને જરાક મનાવવા માટે જ લગ્ન થાય છે એમ લાગે છે. આત્મા આત્માની અતિશય સૂક્ષ્મ લાગણીઓમાં માનતી બે વ્યક્તિઓ માટે લગ્ન એ બીન જરૂરીયાતની વસ્તુ છે—એમને પણ એમ લાગતું જ હોય છે. દા.—ત. હું જ. વનબાલા સાથે તો મેં શા માટે હજુ સુધી કાયદેસર દૃષ્ટિએ લગ્ન થવા જોઈએ છતાં નથી કર્યાં ? સમાજ ગમે તેવી કલ્પનાઓ કરે—મને એની પરવા નથી. આજે મારામાં જે સમાજને નવિનતા લાગે છે તેજ સમાજમાં આવતી કાલે વાસ્તવિકતા હશે. આજે મારાં જે આદર્શો છે તેનું આવતી કાલે સંપૂર્ણ અનુકરણ થવાનું છે. અરે ! મને સ્પષ્ટ દેખાય છે ને. વનબાલા સાથે મેં લગ્ન કર્યા હોત તો ? અને પછી મને કુમારીકા મળી હોત તો ? અને જે સૂક્ષ્મ લાગણીઓથી હું વનબાલાને ચાહું છું તે સૂક્ષ્મ લાગણીઓને ધ્યાનમાં નહિ લેતાં વનબાલાના અને મારા આત્માને ઘડીભર મનાવવા માટે અમે લગ્ન કરી નાખ્યાં હોત તો ? તો એ લગ્ન વાસ્તવિક રીતે દેહ

લગ્ન જ ગણાય. એના કારણો છે. દીલને ઘડીભર મનાવી લેવાના માટેના એ લગ્ન છે. દીલે ઘડીભર માની લીધું. પછી શું થાય, ખબર છે? એ માન્યતા ધીમે ધીમે અમે બન્ને પતિ—પત્ની છીએ એવી ભાવનામાં ફેરવાય—અને પછી? જુના વાતાવરણની આપણા માનસ ઉપર છાપ છે માટે એ ભાવનામાંથી આપણે પતિ તરીકે પત્ની ઉપર વર્ચસ્વ દાખવવા પ્રયત્ન કરીએ છીએ—બસ ખલાસ! જ્યાં આવા પ્રયત્નની શરૂઆત થઈ ત્યાં મામલો ઉડી જાય. પતિ પત્નિ વચ્ચે ધીમે ધીમે પ્રેમની—લાગણીઓની દૃષ્ટિએ અંતર મળતું જાય. અરે છેલ્લી ભૂમિકા ઉપર ઘણી વખત તેઓ આવી જાય છે. મેં ઘણાય એવાં કુટુંબો જોયાં છે કે જેઓ શરૂઆતમાં વ્હાલા—વ્હાલીના પાઠ ભજવી નાખ્યા પછી સામસામી રણમેદાનના અખાડા ઉભા કરી ચૂકયા હોય છે. તો પછી એ લગ્નનો અર્થ શો હતો? લગ્ન એ શબ્દની નાબૂદી થવી જ જોઈએ એમ હું માનું છું. એની નાબૂદી ન કરવી હોય તો લગ્નને સમજીને લગ્ન થવાં જરૂરી છે. કોઈ પૂછશે—ઘણા પૂછશે કે લગ્નને સમજીને લગ્ન કરવાં એટલે શું? છતી આંખે દેખતાં હોઈએ છીએ કે આ લગ્ન છે—અને આપણે લગ્ન કરીએ છીએ. પછી શું? લગ્નને આપણે 'લગ્ન.' શબ્દથી જેટલો સમજીએ છીએ તેટલો વાસ્તવિક રીતે લગ્નનો જેવો અર્થ થવો જોઇએ તેવાં અર્થથી સમજતાં નથી, લગ્ન એટલે પવિત્ર કરાર. ઘણાય એમ કહે છે અને પછી લગ્ન કરે છે. પણ હું પુછું છું કે એ પવિત્ર કરાર ક્યા? એ પવિત્ર કરારો શા માટે? શાસ્ત્રો કહે છે તે પવિત્ર કરાર? આપણા આધુનિક નેતાઓએ તૈયાર કર્યા છે તે કરારો? હું કહું છું.—એ બધા ય કરારો. અને એ બધા ય કરારોને સાચવી રાખવા હમેશાં પ્રયત્ન કરવાનો. એટલે—એટલે—પતિ—પત્ની વચ્ચે ક્યારે ય ભ્રમણા એકબીજાને માટે કોઈ જ પ્રકારની ભ્રમણા ઉત્પન્ન ન થાય એની સાવચેતી રાખવાની. સાવચેતી રાખવાની એટલે હંમેશાં એકબીજાએ એકબીજાના મતભેદોને દૂર જ રાખવાના.

પવિત્ર અને બધાં કહી ગયાં છે અને કહે છે તેવું જીવન જીવવું હોય તો. એકબીજાને અપમાન જેવું કાંઈ ન લાગવું જોઈએ. લાગે તો તો એ ચિરંજીવ ન રહે. અને તો જ રસિકતા સાથેનું પવિત્ર જીવન જીવી શકાશે. નહિતર શરૂઆતનું લગ્ન માનવીને શરૂઆતમાં લગ્ન લાગશે—અધવચમાં પછી એ માનવી એ લગ્નથી મગ્ન બની જશે—અને છેવટે એનું દીલ ભાંગી જશે અને ભગ્ન બની જશે. આજસુધી એમ બનતું આવ્યું છે, અને એમ બનશે જ. પણ તો પછી લગ્ન ન કરીએ તો શું બનશે? મેં અને વનબાલાએ લગ્ન કર્યાં એનું પરિણામ શું આવ્યું? હું કુમારીકાને ચાહતો બન્યો, નહિ? અમે જો લગ્ન કર્યાં હોત તો, અમે જુના વિચારોમાં પડેલ હોત—એમ ગણાત—રૂઢિ—કે યુગોથી ચાલતી આવતી પ્રણાલિકાને માન આપ્યું એમ કહેવાય. અને માની લો કે મેં અને વનબાલાએ લગ્ન કર્યાં જ હોત. અને એ લગ્ન ફક્ત અમારાં એકબીજાનાં દીલને સંતોષવા માટે જ. એથી પછી હું એમ નથી કહેતો કે અમારા દીલમાં એકબીજાને માટે સૂક્ષ્મ લાગણીઓ નહોતી—નથી. અમે એકબીજાને ચાહતાં હતાં. ચાહીએ છીએ. અને પછી અમે લગ્ન કરીએ છીએ, આ અમારાં લગ્ન એટલે પ્રેમ લગ્ન. લગ્ન શબ્દ તો અહીં પણ આવ્યો. એક બીજાને એક બીજા ઉપર સખ્ત વિશ્વાસ હોત તો અમે અમારાં એક બીજાના દીલ મનાવવા માટે લગ્ન કરત ખરા?—ધારો કે અમે એક બીજાને ચાહતાં જ ન હોત—આપણા દેશની રૂઢિ પ્રમાણે અમે લગ્ન કરી નાખ્યા પછી ચાહતા બન્યા હોત—તો? પણ એ કલ્પના જ કેવી અશક્ય લાગે છે? મેં વનબાલાને જ્યારે પસંદ કરી હતી. મને વનબાલા માટે જ્યારે ભાવ ઉત્પન્ન થયો હતો. ત્યારે વનબાલામાં હતું શું? એ રૂપાળી હતી એટલું કબૂલ કરૂં છું. તો પછી એમજને કે એના રૂપ ઉપર મને મોહ ઉત્પન્ન થયો હતો? હા—લગભગ એવું જ હતું—પણ પછી તો વનબાલાને મને આવડ્યાં એવાં મેં નૈતિક અને જુદા જુદા ક્ષેત્રો વિષેના જુદા જુદા વિચારો મેં એને

આપ્યા. મેં એને ઘડી. અને એટલે જ જાણે મને એને મારા જ હૃદયમાં રાખવાનું મન થયા કરે છે—નહિ? મેં મારી જાતને જ પ્રશ્ન કર્યો. શરૂઆતમાં તો હું હસી પડ્યો—ના—ના, ના—રે—ના વનમાલાને જ્યાં ઘુમવું હોય ત્યાં ભલેને ઘુમે. મારે એને શા માટે રોકવી પડે? મેં એને મારા હૃદયમાં સ્થાન આપ્યું એટલે કાંઈ મેં એની સ્વતંત્રા ઉપર કાપ નથી મૂક્યો. અને એમ બની પણ શકે ખરૂં? એને હું રોકું. મેં એને મારા દિલમાં સમાવી છે એમ માનીને એને હું ઘર બહાર પણ ન જવા દઉં. અને વનમાલા—! એના વિચારો આગળ ધપેલા હોય, એને હું રોકું. વિચારોમાં મતભેદ અહીં ઉભો થયો. એ મતભેદને પ્રેમની લાગણીઓને ચિરંજીવ રાખવી હોય તો દૂર રાખવો જ જોઈએ એમ તો હું જાણું છું. તો હવે કરવું શું? મતભેદને દૂર કરવા માટે વનમાલાને હું જવા દઉં. વનમાલા—ઘુમે—ઘુમતાં ઘુમતાં અને કોઈ મારા કરતાં પણ વધારે શક્તિશાળી માનવી—યુવક મળી જાય.

માનવ હૃદયમાં એક વિચિત્રતા છે. વિચિત્રતા એને ન કહેવી હોય તો કદાચ ચાલે. એક સત્ય છે. સનાતન સત્ય છે. એક માનવી બીજા માનવી તરફ અકર્ષાતો હોય તો તે પહેલામાં રહેલી કોઈ શક્તિ વડે. પછી એ શક્તિ ગમે તે પ્રકારની ન હોય. એવાં આકર્ષણ વડે એક માનવી તરફ ખેંચાએલા આદમીને બીજો માનવી આવીને રોકે તો એમાં નિષ્ફળ જ જાય. કારણ છે. જે પેલાને ગમે છે તે ત્રીજાને નથી ગમતું. અલબત્ત ત્રીજામાં શક્તિ હોય તો બીજાને પોતાના વિચારોમાં ફેરવી શકે ખરો. પણ આ તો માનવીની શક્તિ ઉપર અવલંબે.

વનમાલા! બીજા યુવક તરફ વનમાલા આકર્ષાય ખરી? આકર્ષાય તો પણ મારે શું? અલબત્ત! આ તો કદાચ હું લાગણી, ઉર્મિના એક મહાન આદર્શ તરીકે કહેતો હોઈશ. કદાચ માની લઉં કે વનમાલા...પણ ના, ના, ના—એ વસ્તુ જ શક્ય નથી. અત્યારેને!

...પેલાં રૂઢિચૂસ્તો પછી શું બુમ બરાડા મારે ખબર છે ? 'બાયલો' 'બૈરીને પણ કાબુમાં ન રાખી શક્યો.' વનબાલા...પણ શક્ય જ નથી. છતાંય—કલ્પના જ. તો પછી વનબાલાના દિલમાં લગારે એમ ન લાગે કે મેં ડૉક્ટરને દગો દીધો છે? જ્યાંસુધી એની પાસે મને દૂર રાખવાનું કોઈ સબળ કારણ ન મળે ત્યાં સુધી તો એ કોઈ એવું પગલું ભરે તો પણ એના દિલને ડંખ લાગ્યા કરે. લાગે જ. અને દિલમાં એ ડંખને લીધે એ પાછી આવે. પણ આ તો વળી આદર્શની વાત આવી. માનો કે વનબાલા એના દિલ ઉપર કાબુ રાખી...પણ એ શક્ય છેજ નહિ. માનવ હૃદયમાં જાતિનું જોર અનીતિ કરતાં વધારે છે. અનૈતિક બનતા ગુન્હેગારોને તો પછી ડંખ કેમ નથી લાગતો ? અનૈતિક કર્મોથી એમનું માનસ ટેવાઈ ગએલું છે. એમના મનનો વ્યાપાર જ એ છે. જીવનનું કર્તવ્ય જ તેઓ એને માનતા હોય છે. અને તેથી તો એક જેલની સજા પામી આવેલો ગુન્હેગાર દશ-દશ કે પંદર-પંદર વખત જેલમાં ભવિષ્યમાં પણ ઉપડે છે. ગુન્હા કરે છે. પકડાય છે. જેલમાં જાય છે. છૂટે છે. ફરી ગુન્હો કરે છે. અને ગુન્હેગારનું આ ચક્ર પછી અટકતું જ નથી. એમના હૃદયના પલ્ટાની કોઈ જ જરૂર નથી. ચક્રાવા વચ્ચે ઘુમતાં એના માનસને અટકાવવા માટે જે આ જેમના પ્રયોગો થાય છે તેના કરતાં શરૂઆતમાં રાખી ચોકી પહેરા નીચે એને અમુક વર્ષો સુધી અમુક જ કામ સોંપવામાં આવે. કે જે જીવનને પોષણ આપી શકે એવું હોય. પછી ક્રમ બદલાય. ત્યાર પછીના બીજા વર્ષોમાં એને એના એ કામમાં ઊંડા ઉતરવાને તાલીમ અપાય. એના ઉપરના ચોકી પહેરાને જરાક ઢીલો કરવામાં આવે. પણ આ બધું શક્તિશાળી માનસ—શાસ્ત્રીઓના હાથ નીચે બનવું જોઈએ. તો જ જેલ જીવનમાં ક્રાન્તિ આવી શકશે. એ બધું ઠીક છે. પણ વનમાલાનું દિલ તો એમ વારંવાર ગુન્હાઓ કરે તેવું નથી જ. એક વખત માનવી ગુન્હો કરે છે તો એણે એક વખત ગુન્હો કર્યો છે. એના ડંખમાં અને આવેગમાં એ ગુન્હાને

છૂપાવવાના પ્રયત્ન કરવા જતાં. આડંબર કરવા જતાં એ વળી બીજો ગુન્હો કરી બેસે છે. એક ગુન્હો બીજા ગુન્હાને આવકારે છે. અને પછી એ ગુન્હેગારી અટકે નહિ તો માનવી ગુન્હેગાર—બદમાશ—ચોર—લૂંટારો બની જાય છે.

વનબાલા એક ભૂલ કરે. પછી...નહિ, નહિ, નહિ, એ શક્ય જ નથી. પણ ભલા આમ લાગણીમય બનીને તું શા માટે વિચારે છે?...પણ લાગણીમય નથી બનતો. સંપૂર્ણ સ્વસ્થ છું તોય મને લાગે છે કે વનબાલા તો મને કદીયે એ પ્રમાણે વર્તીને દગો-દગો નહિ તો મેં એના ઉપર મૂકેલા વિશ્વાસનો એ ભંગ કરે. આત્મા આત્માના સંબંધમાં તો પછી વિશ્વાસની જરૂર છે, નહિ? અને એ વિશ્વાસ-લગ્ન-લગ્ન એટલે જ વિશ્વાસ ખરૂં? તો પછી એ વિશ્વાસનો અર્થ તો એમ જ થયો કે વનબાલા બીજાં કોઈને ચાહી ન શકે. રૂઢિનો કાયદો પણ છે. રૂઢિના કાયદા પ્રમાણે તો વનબાલાએ માથેથી તે મોઢા સુધી ચહેરાને ઢાંકીને ઘરના ખૂણામાં ફક્ત રસોઈ બનાવવા, આજનો રૂઢિ કાયદો આ કહે છે હોં કે. યુગ-યુગના જમાનાઓમાં દૃષ્ટિ ફેરવી છે ખરી? આજના આ બધાય વિચારોનું એ વખતે પણ અસ્તિત્વ હતું જ. એને જોયાંની કોણ કલ્પના કરે છે? એ સાચી રૂઢિને અવલોકવાનું કોણ વિચારે છે? અને આ તો પોતાના દીલડાંએ કહ્યું એમ નવો કાયદો બનાવી દીધો. ધીમે ધીમે સાચી રૂઢિની વિકૃતિ થઈ ગઈ.

વનબાલા બીજે-બીજાને ચાહી ન શકે. તો પછી મને કુમારીકાને ચાહવાનો અધિકાર શો?



મારા મનથી હું તો કહું છું કે વનબાલા બીજે બીજાને ચાહી ન શકે. એ બીજાંને ચાહે તો મારાં દિલને દુઃખ જ થાય એમજ ને?

અને ડૉક્ટર ! તારા આદર્શો કેવાં છે. તારૂં દુઃખ—વનબાલા બીજાની બને—એને સુખી કરવાના કોઈ છૂપા આદર્શને ખાતર તું દુઃખ સહન કરી લે. પણ એ વનબાલાના સુખમાં તું સુખ માનીને તારાં દીલને સુખી બનાવી શકે છે ? ના. ના. ના. વનબાલા તારી પાસે હોય અને જે સુખ તને હોય તે સુખ વનબાલા બીજે અહીં કરતાં પણ વધારે સુખમાં હોય છતાંય તું ન જ અનુભવી શકે. કારણ શું ? વનબાલા મારી નજીક...કેટલી બધી સુખી...એને શું જોઈએ તે હું જાણું. અમારા બન્નેના વિચારો જ મલી ગયા છે પછી શું ? બીજે વનબાલાનું શું થતું હશે તેનાથી તો તને દુઃખ નહિ થતું હોયને ? એ ગમે તેમ હોય તો પછી આજ આ કુમારિકાને હૃદયમાં રાખવાનો વિચાર કેમ આવ્યો ?

માનવ હૃદયની ઊર્મિઓનો નાશ થઈ શકતો જ નથી. ઊર્મિની સાથે વિચારને સંબંધ છે ખરો. વિચારો પલ્ટાતા જાય તેમ ઊર્મિ પલ્ટાતી નથી. ફક્ત ઊર્મિનો વળાંક જ થતો હોય છે અને એ વળાંક મૂળ ઊર્મિ કરતાં એટલો બધો સુક્ષ્મ હોય છે કે મુળ ઊર્મિનો નાશ એકદમ થઈ શકતો નથી. ઊર્મિનો નાશ તો કદાપી થઈ શકે નહિ. ઊર્મિની સાથેના વિચારનો નાશ થાય છે. ઊર્મિ એ માનવ જીવનમાં ચિરંજીવ છે. જુદા જુદા સમયે તે જુદા જુદા સ્વરૂપમાં પ્રગટે છે, કારણ કે જુદા જુદા સમયની માનસ ઉપર જુદી જાતની અસર હોય છે. વિચાર અને ઊર્મિને સબંધ ખરો પણ તે એટલો જ કે વિચાર ઊર્મિને વળાંક આપે છે. પણ સામાન્ય રીતે બહુ ઉંડા નથી ઉતરતાં આપણે કહીએ છીએ કે વિચાર એજ ઊર્મિ.

અને આથી જ હું કુમારિકા તરફ વળ્યો હોઈશ ? એટલે જ કદાચ વનબાલાને જલ્દી ભૂલી શક્યો નહિ હોઉં ? પણ હું વનબાલાને ક્યાં ક્યારેય ભૂલવા માંગું છું ? અમારી વચ્ચે તો કદાપી મતભેદ ઉભો થવાનો જ નથીને. મતભેદ શા માટે ઉભો થાય ? અમારાં એક

બીજાનાં વિચારો મળતાં આવ્યાં હતાં. મળતાં આવ્યાં છે...પણ લગ્ન તો કરો. લગ્નની વાત પછી. અમારે ક્યારેય મતભેદ પડે ખરો? અમે હમેશાં અમારાં બન્નેના વિચારોને સાનુકુળ રહીશું પછી શું? બન્નેના વિચારોને આમ સાનુકુળ રાખવા માટે જ લગ્ન છે. લગ્ન વગર જ એમાં મતભેદ ન પડતો હોય તો? લગ્ન એ તો બન્ને સાથે રહે અને બન્નેમાં ક્યારેય મતભેદ ન પડે એટલા માટે જ હોય છે ને? ના, ના. આ સિવાય પણ લગ્નના અર્થ ઘણાય છે. લગ્ન જરૂરી નથી એમ હું નથી કહેતો—ફક્ત કોણ જાણે કેમ મને લગ્ન નથી ગમતાં. અને છતાંય સમાજની પ્રચલિત પ્રણાલિકાને અનુસરીને મારે લગ્ન કરવાં જ પડશે. તો પછી તું લગ્ન કોની સાથે કરીશ? વનમાલા સાથે વળી—પછી કુમારીકા! તો પછી કુમારીકાને તેં ચાહવવાનો પ્રયત્ન ન જ કર્યો હોત તો? પણ હું ક્યાં એને ચાહું છું? એ દુઃખી હતી—દુઃખી છે—શારીરિક રીતે પણ. મેં એના તરફ સહાનુભૂતિ બતાવી અને એ મને ચાહતાં શિખી ગઈ એમાં હું શું કરૂં? અને તું એને ચાહતાં શિખ્યો નથી? એના વિચારો કેવાં હતાં? હા. એના વિચારોએ તો મનેય આકર્ષ્યો છે. તો પછી એટલી બધી દુઃખી કુમારીકા હોય ખરી? બુદ્ધિશાળી હોય એ તો એના માર્ગો કાઢી જ લે. એની બુદ્ધિ પ્રમાણે, પણ એણે જ મને એની બુદ્ધિ પ્રમાણે મેળવ્યો હોય તો?

લગભગ પાંચ વાગવા આવ્યા છતાંય મને ભાન નહોતું. હું ઉભો થયો. મગજને જાણે ખંખેરતો હોઉં તેમ માથું હલાવી નાખ્યું. આવેગની પરિસ્થિતિ વખતના મારાં આ બધાં વિચારો ઉપર મને હવે હસવું આવવા લાગ્યું. હું બોલી પણ ગયો. હસતાં હસતાં 'કેવી અસંબધ વિચારમાળા.'

## વાર્તાલાપ

### [ ૩ ]

**પાંચ** વાગ્યા પછી હું રોજ દવાખાને જતો. ત્યાં હું સાંજના સાડા સાત વાગ્યા સુધી બેસી મારૂં કામ પતાવી નાખતો. રોજના મારાં એ નિયમ અનુસાર હું મારૂં કામ પતાવી સાંજના આઠેક વાગે ઘેર આવી ગયો હતો. રસોઈઓ બે દિવસની રજા લઈ એના ગામ મોજ મારવા ચાલ્યો ગયો હતો. એટલે જમવાનું તો મેં બે દિવસથી લૉજમાં રાખ્યું હતું. આજે સાંજે હું જમ્યો નહોતો. જમ્યો નહોતો એટલે કાંઈ આળસમાં જમ્યો નહોતો એમ કાંઈ નથી હોં કે. લૉજમાં, લૉજમાં સવારે મિષ્ટાન હતા. દૂધપાક અને પૂરી. અને હું વળી ડોક્ટર એટલે ભારે ખોરાક લીધા પછી એક વાર ન જમીએ તો આરોગ્ય સચવાય એમ મારૂં ભારપૂર્વકનું માનવું મેં સ્વીકારી લીધું હતું. એમ કહી શકાય. પણ સાચી જ વાત કહું તો મને જરાક પેટમાં ભૂખ તો લાગી હતી—હા.

કપડા કાઢી હું એના એ પલંગમાં પડ્યો. એના એ જીવનના પ્રશ્નને હું વિચારવા લાગ્યો. કોણ જાણે કેમ એ જીવન—પ્રશ્ન મનો-વ્યાપારમાંથી ખસતો જ નહોતો. ના, ના, ના એવું તો કાંઈ નહિ—હું ધારૂં ત્યારે એને દૂર પણ રાખી શકતો હતો. અત્યારે પણ મેં નિર્ણય કર્યો. એ કુમારિકા અને એ વનબાલા બન્નેને મેં મારા

માનસમાંથી દૂર રાખ્યાં. પણ વાહ! દૂર રહ્યાં રહ્યાં તેઓ મારાં તરફ હસતાં હોય તેમ લાગ્યું. જાણે તેઓ બોલતાં હતાં. 'તમે અમને ભલેને દૂર રાખો. અમે તમને છોડવાના નથી. અને અમે તમને છોડવાના નથી એટલે તમને અમારાં વિચારો આવશે જ. તમે ગમે તેટલું મથો—તમે અમારાંથી દૂર થવાના નથી. અમે તમારાથી દૂર થવાના નથી.'

આવી કલ્પના મારા મગજમાં રમતી હતી. હું સંયમી આદમી છું. મનમાં ને મનમાં હું હસી રહ્યો. પણ મારા મુખ ઉપર જરાયે હાસ્ય નહોતું. જો કે આ તો મારો બંગલો હતો એટલે અંદર અંદર એકલો એકલો કદાચ હસી પડું તો પણ મને કોઈ બેવકુફ કહી શકે તેમ નહોતું. મારાં દવાખાનામાં કદાચ હું આમ વિચારતાં સંયમને ભૂલી હસી પડું તો? મારાં દર્દીઓ મને ગાંડો જ માની લેને? અને પછી? 'ડૉકટર—તમારા ગાંડપણ માટે...' પણ ના. હું કાંઈ એમ બેવકુફ નથી. દવાખાનામાં તો હું હમેશાં કામમાં બરાબર ધ્યાન આપવા પ્રયત્ન કરૂં છું. શરૂઆતમાં હું સફળતા મેળવી શકતો નહોતો. આજે તો હું સહેલાઈથી ગમે તેવા વિચારોને દૂર રાખી દવાખાનામાં મારૂં કામ કર્યાં કરૂં છું. પણ કયારેક વળી મારે Deto—અગાઉના દિવસ મુજબની જ દવા ઘણાને આપવી પડે છે. પણ એ લોકોને એની લગારે ખબર પડતી નથી. એ લોકો તો એમ જ માનતા હોય છે કે ડૉકટરે બરાબર તબિયત જોઈને દવા આપી છે. અલબત્ત! એ દવાથી નુકશાન ન થાય એની તો મેં સાવચેતી રાખેલી હોય છે જ. ન રાખું તો પછી મારો ધંધો અદ્ધર રહી જાય, અને મારે...કદાચ ન કરે નારાયણ અને કોઈ એવો બનાવ બની જાય...છી—છી—છી મારે જેલમાં જવું પડે.

પણ મેં કહ્યું તેમ હું તો સંયમી આદમી છું. થોડો ઘણો પણ સંયમ તો છે જ. હું સંયમી છું. એમ હું કહું છું. એનો

અર્થ એમ નથી કે હું અભિમાની છું.

હું જ્યારે નવરો પડતો હોઈશ ત્યારે કુમારિકા અને વનબાલાના જ વિચારો કરતો હોઈશ એમ તમે માનો છો ? તો તમારી એ માન્યતા...સબૂર તમે તમારી માન્યતા કેવી રીતે ધરાવતાં રહો છો ? મારી નવરાશના સમયમાં હમેશાં...પણ હું પૂછું છું કે કયો માનવી જીવનની મૂશીબતો, મુંઝવણો અને દુઃખથી પર બનતા, આરામના સમયે એના દિલને બહેલાવે તેવું વર્તન નહિ ચલાવતો હોય ? વાહ ! એનો અર્થ તમે એવો ન કરશો કે ફક્ત હું વનબાલા અને કુમારીકાના વિચારોમાં મારો વખત પસાર કરતો રહું છું. અલબત્ત હું વિચારતો રહું છું—પણ તે મનો-વિજ્ઞાનની ( Psychology ) દૃષ્ટિએ.

ક્યારેક ક્યારેક વળી હું ઊર્મિમય બની જઉં. પણ જ્યારે હું ઊર્મિવશ નથી બનતો અને હું માનસશાસ્ત્રની નજરે સૌને જોતો હોઉં છું ત્યારે મને મોટા મૂંઝવણ અને ગોટાળા લાગતાં ચકરડાઓ અને ચોકઠાં—ચોકડાઓની વચમાં એક સાવ ઝીણું નાનકડું મીંડુ જ દેખાય છે. મને આવા સમયે કોઈ વૈરાગી કહેશે—પણ હું સાચું જ કહું છું હું વૈરાગી નથી. હું વૈરાગી હોત તો ભલા મેં 'સન્યાસ' ન લીધો હોત ?

માનવીએ જ સન્યાસના અર્થની વિકૃત્તિ કરી નાખી છે. જીવનમાં સુખ ન દીઠું—જીવન ભારે મુશ્કેલીઓથી ભરેલું લાગ્યું. લાગણીઓ ઘવાઈ ગઈ. હાય—રે—હાય નિરાશા. અને કાયર માનવી જંગલ તરફ ભાગ્યો. એણે મહા સન્યાસ લીધો. જગતથી એ મહા—સન્યાસી વિરક્ત બન્યા. મને એવાં સન્યાસીઓની આવી કાયરતા ભરી વર્તણુંક બદ્દલ અતિશય તિરસ્કાર છે—અને હું માનું છું—સો એ સો ટકા ને લાખવાર ગુણીએ તેટલી વખત કે સન્યાસ એ

સંસારમાં જ ભોગવવાનો છે. સન્યાસ એ જંગલ તરફ ભાગી જવાથી નથી. કોઈ રોટલો આપે અને ખાવાથી સન્યાસ આવતો નથી. એને તો હું કાયરતાના ધતિંગો કહું છું. નિર્બળતાનું પ્રતિક કહું છું. એવા સન્યાસીઓને જેલમાં અપાતું સખ્તમાં સખ્ત કામ સોંપવું જોઈએ—તો જ એમને જીવનની શક્તિ દેખાશે. તો જ એમને જીવનમાં સન્યાસ—સંસારમાં જ સન્યાસ ભોગવવાનું મન થશે. હું આજે વાત કરૂં છું એ ધુતારા સન્યાસીઓને માટે, નહિ કે ઉચ્ચ કક્ષાનો બોધ ફેલાવનારાઓ માટે.

હું આવા સન્યાસના કડક નિયમોમાં માનું છું, પણ જવા દો વાત! ભલા માનવ હ્રદયની ઊર્મિઓ કોઈ અજબ ગજબ છે! હું એને બરાબર સારી રીતે સમજી શકું છું. છતાંય હું એને માટે આશ્ચર્ય બતલાવું છું. મનેય કેટલીય વાર આત્મહત્યા કરવાના વિચારો આવેલાં છે—મનેય કેટલીક વખત—વૈરાગ્ય જંગલ સંન્યાસી બનવાનું મન થાય છે. પણ હું એમ સમજું છું કે એ નિર્બળતા છે. એ કાયરતા છે અને એટલે હું એવું કાયરતાભર્યું પગલું ભરતો નથી.

મારાં નાનપણના દિવસો મને યાદ છે. જ્યારે કહી શકાય કે હું ખૂબ જ દુઃખી હતો. અરે ભલા—ભણવા...હું આજે ડૉકટર બન્યો છું. મારાં દુઃખોથી વાત કહી હું જીવનની નિર્બળતાઓને ખૂલ્લી કરવા ઇચ્છતો નથી. દુઃખ એટલે જ નિર્બળતા. જીવન મૂશ્કેલીઓથી ભરેલું છે. બુદ્ધિપૂર્વક એ મૂશ્કેલીઓને દૂર કરવા માટે આપણે વિચાર કરવાનો છે. આવેશ જ—ગુસ્સાની પરિસ્થિતિને આપણે હમેશાં દૂર રાખતાં શિખવાનું છે. જ્યાં સુધી માનસમાં આવેશ—મનમાં ગુસ્સાનું સ્વરૂપ સુદ્ધાં—સ્વપ્ન સુદ્ધાં પણ હશે તો પણ માનવી કાંઈ જ કરી શકવાનો નથી. દુઃખથી પછીથી તો એ ફક્ત રડવાનો જ છે. એના માનસમાં બુદ્ધિને ક્ષેત્ર મળશે—આવેશ—ગુસ્સાને એ દૂર રાખશે કે તરત જ એ એની મુશ્કેલીઓને દૂર જતી જોઈ

શકશે. દુઃખ એ ટૂંકમાં કહી શકાય કે માનવાને સરળ જીવન જીવ-વાનો માર્ગ કરી આપનાર એક ઈશ્વર જ છે. ઈશ્વરથી ડરવાનું હોય ખરૂં? દુઃખ એ ઈશ્વર ઈશ્વરને આપણે પૂજીએ છીએ, દુઃખને પણ પૂજવાનું. એનું પૂજન સંયમ અને સહનશીલ બનીને કરવાનું. દુઃખ કે મૂશ્કેલી જીવનમાં ન હોય તો જીવન—અરે જીવન શબ્દની હયાતી પણ ન હોત. જન્મ થતાં જ માનવી ઉપર મૂશ્કેલીઓ.

અધધધ—-! જન્મે ત્યારથી જ એ રડતો રડતો. પછી... બેસતાં શિખવું પડે. બોલતાં શિખવું પડે—ભણુતા શિખવું પડે—પછી લગ્ન કરવાના—સંસારની મૂઝવણો—છોકરાં છૈયાં—પ્રૌઢાવસ્થા—ઘડપણ. છોકરાં છૈયા અને વળી આ ઘડપણ કે પ્રૌઢાવસ્થામાં જ પર-ણાવવાના—પૈસા નહોય તો—અરેરેરે—જીવન જીવન બસ મૂશ્કે-લીઓ—દુઃખ અને દર્દથી જ ભરેલું. પણ ગભરાવ છો શા માટે? હું ડૉકટર છું. મેં તો મારી દવાની અજમાયશ મારાં જીવનમાં કરેલી છે—હું એમાં સફળ પણ બનેલો છું.

અત્યારની મારાં માનસની અવસ્થા એવી છે કે મારાં ઉપર ઊર્મિ—ભાવનાનું દબાણ નથી. મને કુમારીકા યાદ આવતી નથી. મને વનબાલા....દિવાલ ઉપરની પેલી મારી છબીની સામે જ સામી દિવાલ ઉપદ વનબાલાની છબી હતી. મારા સામે જોઈ તે હસતી હતી. પહેલાં મેં વનબાલાની છબી સારૂં જોયું. પછી મેં મારી છબી સામું જોયું. કોણ વધારે તેજસ્વી છે? હું કે વનબાલા? આઝાદીનું પ્રતિક. સખ્તાઈભર્યાં નિશ્ચયાત્મક બળ સાથે જીવનનો કોઈ મહાન પ્રશ્ન ઉકેલીને બસ આમ જ વર્તવું છે એમ નક્કી કરી ચૂકેલો—હું સંયમી ડૉકટર—કે મને હસતી. મારાં સામું ભાવભૂખ્યા મુખે જોતી છતાંયે આંખોને નચાવતાં ટકોર કરતી 'તમે નિષ્ફળ જવાના છો' એ—એ—છબીમાં રહેલી વનબાલા?

જાણે જીવનમાં સામ સામી મોરચાં જ માંડયા ન હોય?

જ્યારે હું નાનો હતો ત્યારે પેલી પતંગ ચગાવવાની સાંકળ છાપ દોરીથી ઠીકરાં બાંધી સામ સામી અમે બન્ને—અમે બન્ને એટલે હું અને વનબાલા નહિ. હું અને તમે—તમે એઓ કોઈક મારા જેવો છોકરો. આજે તો હું ડૉક્ટર છું. હું તો મારાં નાનપણની વાત કરું છું. એ વખતે અમે બોલતાં—હું કેવી રીતે બોલતો હતો ? 'આઈ—જાવ—પાઈ જાવ લંગસીયા લઢાવી.' એ વખતના સુખ ઉપર નિર્ણયનું કોઈ બળ હતું. ખરું ? ના. ના. ના. આજના આ ડૉક્ટરનું ભાવી હતું નહિ ? ઉંહું એ જે કંઈક હતું એ તો એ હતું કે જીવનમાં જીવનભરને માટેનું છે. સિવાય કે કોઈ મહાન અકસ્માત ન આવે.

'શું જોઈ રહ્યાં છો, ડૉક્ટર ?' એકાએક હું ચમક્યો. માર્યા—વનબાલા. ખૂદ વનબાલા.

'હું વિચારતો હતો કે આમાં કોણ સુંદર છે.'

'તમારામાં તો કોઈ રૂપ નથી હોં કે.' વનબાલા હસી પડી. મારી નજીક આવી મારી પાસેથી વળાંક લઈ એ સીધી પલંગ ઉપર જઈ બેઠી.

'તો મારી સાથે શા માટે બોલો છો ? ચાલ્યા જાવને.' મારા જેવો સંયમી આદમી તમે ભાગ્યે જ કોઈ જોયો હશે. હું વનબાલાના શબ્દોથી જરાયે ઘવાયો નહોતો. મેં વનબાલાને ધડ દઈને મને આવડ્યો એવો જવાબ દીધો. તમે કોઈ કહેશો કે તમારી એ રોજની મિત્રતાના રોજના વાર્તાલાપને લીધે તમે એક બીજાને એવી અસભ્ય... અને અસભ્ય કહી શકાય ? કોઈને ન ગમવાની હોય તો ભલે ન ગમે. રૂઢિચુસ્તોને ભલે એમાં અમે બગડી જતાં દેખાતાં હોઈએ. પણ અમને ભાઈ, જ્યાં સુધી એમાં નિર્દોષ આનંદ દેખાતો હશે ત્યાં સુધી તમે કોણ ? તમે કઈ ઝાડીના—અરે છોડવાના મૂળ ? દોસ્ત રૂઢિચુસ્ત

હસતાં હસતાં કહ્યું છું માફ કરજે—હોં. સંયમપૂર્વક મેં જવાબ આપ્યો હતો. પણ વનબાળા એની હાજરી સહાયે મને હસતો જ રાખતી હતી.

'આ ઘર તમારૂં છે?' પલંગ ઉપર એ મઝાકમાં સૂઈ ગઈ—એણે પૂછ્યું.

'ત્યારે?'

વનબાલાએ કોઈ જવાબ ન આપ્યો—સિવાય કે એણે એક પછી એક પહેલાં પોતાની અને પછી મારી ડૉક્ટરની છબીને એણે જોઈ લીધી હતી. નાચ કરતી એ આંખોને જોઈ મારા દીલમાં ભાવના દોડી આવતી હતી. પણ મેં તમને કહ્યું ને......હું સંયમી આદમી છું, હું પછીથી શું બન્યું તે કાંઈ તમને કહેવા ઇચ્છતો નથી. અમારો આનંદ નિર્દોષ હતો—નિર્દોષ છે—નિર્દોષ રહેશે. અરે અમારે એ જોવાનું છે. તમે લેખક છો. તમને હું મારાં જીવનની બધી વાત કહું. તમે એ બધી વાતને તમારી ભાષામાં ઉતારી—વાર્તા લખી કાઢો. કદાચ એ વાર્તામાં આપણા ઘણાય ટીકાકારોને કલાભંગનો મહાન દોષ દેખાશે. આપણે તો ભાવનામાં જ ડુબી રહેવાનું છે. આપણે તો વાસ્તવિકતાને જરાયે વિચારવાની જ નથી. આપણે પ્રગતિ કરવાની નથી. આપણે અત્યારે આપણું છે તેને પણ સંભાળવું નથી...અને છતાંય બધાનો સરવાળો કરવામાં આવે તો સૌ બકબાટ કરે છે! અલબત્ત! હું ડૉક્ટર છું. તમે લેખક છો. તમે મારાં કરતાં વધારે બુદ્ધિશાળી હશો. એટલે તમને પણ મારાં જીવનનો આ બધો બકવાટ લાગતો હશે. પણ તમારી ભૂલ થાય છે. મેં ઘણાય નવલકથાકારોને વાંચ્યા છે. મોટા ભાગનાં તો વિચાર વગરનાં જ થોથાં રચતાં હતાં. કેટલાંક વળી વિચાર અને વાતાવરણ ઉભું કરી ફક્ત ઉપરછલ્લી નહિ જેવી વાસ્તવિકતા જ દર્શાવતાં હતાં. પ્રગતિનું કોઈ પુસ્તક મેં દેખ્યું નથી. અરે પ્રગતિ સૂઈ ગઈ. ક્રાન્તિ પણ સૂઈ ગઈ પણ વાસ્તવિકતા દર્શાવવાનો દાવો કરતાં કયા આપણા લેખકે જીવનની

અનેક બાજુઓ તરફ દષ્ટિપાત કર્યો છે ? દષ્ટિપાત કર્યો હશે તો એને અવલોકતાં નહિ આવડયું હોય. અવલોકતાં આવડયું હશે તો એને પુસ્તકમાં ઉતારતાં નહિ આવડયું હોય ? બોલો—તમે લેખક છો—તમારે હજુ તો લખતાં શિખવાનો વિચાર કરવાનો છે. વિચાર છે. તમે સંપૂર્ણ શક્તિ—બુદ્ધિ તાલીમ પણ લઈ લીધી છે. કોઈ સરસ જીવનની વાત તમે માંગતાં હતાં—અને મેં તમને મારાં જ જીવનની અંગત બાબત કહેવા માંડી. તમે એને વાર્તામાં ઉતારજો—જવા દો—જવા દો એ બધી વાતને...પણ ના. ના. ના. તમને સાંભળવાની હોશ છે. મને કહેવાની ઈચ્છા છે.

તો સાંભળો—નવલકથા હું લખી જાણતો નથી. હું બોલી શકું છું. અને એજ નવલકથા—મારી નવલકથા હું એને કહું છું, પ્રત્યેક માનવને હું નવલકથાકાર કહું છું. એ બોલે—એ બોલતો હોય છે તે એક જીવતી નવલકથા જ હોય છે. મને એવી જીવતી નવલ-કથાઓ અવલોકવાનું ખૂબ ગમે છે. જીવન ? જીવન એ નવલકથા ? મને હસવું આવે છે. જીવન એ નવલકથા નથી—જીવન એ તો મહાપુરાણ છે એક એક માનવી મહાપુરાણથી એ મહા-—મોટા પુરાણ જેવો છે. જગતમાં કેટલાં બધાં માનવીઓ ? કેટલાં બધાં પૂરાણો ?

અને તમે લેખકો ? એમાંથી કંઈક જાણતાં અજાણતાં ઝડપી કંઈક લખી કાઢો. તમે જેવાં પ્રકારનું માનસ ધરાવતાં હશો તેવાં પ્રકારની દષ્ટિથી મારી આ વાતને અવલોકશો...

'તમે શું વિચારો છો ? મારાં શબ્દો તમે કેમ સાંભળ્યાં નહિ ? મેં તમને કહ્યું ને કે આ ઘર મારૂં અને તમારૂં છે. મારી નાચતી આંખો તમે ન જોઈ ?' વનમાલા પલંગમાં બેઠી થઈ ગઈ. તે કદાચ મને આમ ગંભીર બનેલો જોઈ ગંભીર બની ગઈ હશે.

પોતાના દિલને ગમે તેવો ઉત્તર એને ન મળ્યો—પોતે ઇચ્છતી હતી એવું કાંઈક એને ન મળ્યું...એના દીલમાં કંઈક ઝીણું–નાનું સરખું દુઃખ દોડી આવ્યું. એના એ સંવેદનને હું જોવા લાગ્યો. મેં જવાબ ન આપ્યો.

'તમે શું વિચારતા હતા?' એણે ખૂબ જ ભાવમય બની પૂછ્યું.

'પેલો 'બિરાદર' લેખક છે ને. એ મને ઘણીય વખત આપણી અંગત વાતો જ પૂછ્યા કરે છે. બિચારો ઉગતો લેખક એની જીજ્ઞાસાવૃત્તિને સંતોષવા એની સાથે માનસ શાસ્ત્રીય વર્તન ચલાવતાં એને બુદ્ધિશાળી કરી કહી હું કેટલીક વાતો કહું છું.'

'અંગત વાતો?' એણે આશ્ચર્ય દર્શાવ્યું.

'હા. કેમ?' હું બોલ્યો—

'તો તમે મૂર્ખા—એની શક્તિનો મને પણ થોડો ઘણો ખ્યાલ છે તે દિવસે તે અહીં આવેલો ત્યારે તમને ઉલ્લુ બનાવી બધું પૂછી ગયો હતો.'

'વનબાલા—તારી ભૂલ થાય છે. એવાંઓની જીજ્ઞાસાવૃત્તિ સંતોષાયા પછી પણ તેઓ કાંઈ ધાડ મારી શકતા નથી. કાંઈ જ કરી શકતાં નથી. પ્રેમલાં અને પ્રેમલી—બસ બીજી વાત જ નહિને.'

'પણ તમે આમ અવળે રસ્તે કેમ ચઢી ગયાં?'

'શેના અવળે રસ્તે?'

'હું અહીં આવી છું...તમે આમ બાધા...'

'તું અહીં આવી છું—હું એ જાણું છું.' હું હાસ્યને દબાવી દેતાં બોલ્યો.

'તો મારે તમને થોડું પૂછવું છે.' વનબાલા બોલી એની રમતીયાળ વૃત્તિને હું જોઈ રહ્યો હતો. હું જેને 'સભ્ય' આદમી

કહેવામાં આવે તે—એવો સભ્ય બની ગયો. ઝટ હું જાણે કોઈ મહાન વાટાઘાટ કરવા ઇચ્છતો હોઉં—અરે વાટાઘાટ કરવાનો હોઉં તેમ સોફા પાસેની એક ટેબલ—ખુરશીમાં બેસી ગયો.

'બોલો, કાંઈ ખાસ...અગત્ય મુશ્કેલી તો...શું કામ હતું ? મારે ઉતાવળ છે—જલ્દી...' મને સિગારેટ પીનારાઓ તરફ અતિશય તિરસ્કાર છે...અને સિગારેટ ન પીવી એમ હું સૌને કહું છું, છતાંય મેં મારાં ટેનીસના ખીસ્સામાંથી એક સિગારેટ કાઢી મોંમાં મૂકતાં આમ કહ્યું.

મારાં આ નાટકને વનબાલાએ જોયું, એવું રમતિયાળપણું તો એને ગમતું જ હતું. હું બેઠો હતો એ ટેબલ ખુરશીની આગળના સ્ટુલની પેલી તરફ પડેલી બીજી ટેબલ ખુરશી આગળ જઈ વન-બાલા તેને સ્ટુલ પાસે ખેંચી લાવી છટાપૂર્વક તેમાં બેસી ગઈ. કુણીને સ્ટુલ ઉપર મૂકતાં અંગુઠા અને પહેલી આંગળી વચ્ચે સમસ્ત કપાળને રાખતાં એણે કહેવા માંડયું.

'આપણે હવે...'

'લગ્ન ક્યારે કરવાનાં છે ?' મેં એના વાક્યને પૂરું કર્યું.

'જ્યાં સુધી તમે મારાં પ્રશ્નને પૂરેપૂરો સાંભળો નહિ ત્યાં સુધી તમારે કોઈ જવાબ ન આપવો.'

'તમારી આ વાત—આ રીતભાત Official નથી—સભ્ય બનો.'

'પણ હું સભ્ય છું.'

'એની ના નથી. તમારે શું કહેવું છે. બોલો.' સંપૂર્ણ સભ્ય રહેતાં મેં કહ્યું.

'આપણે હવે ક્યાં સુધી પ્રેમ કર્યા કરશું ?'

'જીવનભર.' સ્વસ્થાપૂર્વક જ મેં જવાબ આપ્યો.

'લગ્ન નથી કરવાં?'

'ના.'

'કેમ? સમાજ જોયો છે. કરડી ખાય છે. ગંદી છી-છી-છી કેવી કલ્પનાઓ કરે છે.?'

'પણ એમાં તમે કેમ ડરો છો:' દિવાસળીની પેટી હાજર નહિ હોવાથી મેં સિગારેટને પાછી પેટીમાં મૂકતાં કહ્યું.

અમે બન્ને હવે ધીમે ધીમે ગંભીરતા તરફ પગલાં ભરતાં હતાં.

'હું ડરતી તો નથી જ.'

'તો પછી?' મેં પૂછ્યું.

અને એની પાસે જવાબ ન રહ્યો. એ મૌન બની ગઈ.

'તમે ખોટું ન લગાડશો ડૉક્ટર...કુમારીકાએ મને બધું કહ્યું છે. ભલે, ભલે તમે મારી સાથે લગ્ન ન કરતાં...તમે કુમારીકા...'

'અરે અરે વનમાલા-વનમાલા-' અને આમ રડતી દેખી હું તો હબકી જ ગયો. અમારું નાટક...અરે કરૂણ જ બનવાનું?

'મારૂં નામ...હા. તમને મારૂં નામ લેવાનો અધિકાર છે. કારણ કે તમે મને ચાહો છો. હું પણ તમને ચાહું છું...પણ તમને તમને હું કોઈ જ પ્રશ્ન ન કરી શકું?' મારાં નિર્દોષ તેજથી કદાચ એ અંજાઈ ગઈ હશે-એ જવાબ નહોતી આપી શકતી. એને જે કાંઈ કહેવું હતું એ એનાથી નહોતું કહેવાતું.

'તમે મને ચાહો છો?'

'હમણાં તો તમે હસતાં હસતાં આવ્યાં હતાં.' મેં આ કરૂણા-જનક નાટકને ફેરવવાનો વિચાર કરી એને કંઈક યાદ કરાવ્યું.

'ડૉક્ટર' એ હસી પડી.

અને પછી હું પણ હસ્યો. અમારૂં નાટક પૂરૂં થયું.

એ ખુરશી ઉપરથી ઊભી થઈ ગઈ

'તમને આજે આવા વિચારો કેમ આવ્યા?' મેં પૂછ્યું.

'હું આવી ત્યારનાં તમે વિચારમાં હતા. તમે કુમારીકાને નથી ચાહતાં? તમે કુમારીકાના વિચાર નહોતા કરતા. મને તો એવું લાગ્યું હતું–હું હસતી હસતી આવી હતી. કુમારીકાએ મને બધું કહ્યું હતું, પણ હું તો એના એ શબ્દો ઉપર ખૂબ હસી હતી. તમને મેં આમ અહીં વિચારતા જોયા......'

હું એના આવા વાકયો સાંભળી સડક થઈ ગયો.

'ફરી તમે કેમ વિચારમાં પડ્યા?'

'કાંઈ નહિ.' મેં ધીમેથી જવાબ આપ્યો.

'કેમ? કહોને–' એ મારી નજીક આવી. હું હજુયે ખુરશીમાં જ બેઠો હતો.

'નહિ કહો?' એણે ફરી પૂછ્યું. એ ખૂબ ગંભીર હતી. એની ગંભીરતા એના દર્દમાં ફેરવાઈ જાય એમ મને લાગ્યું. એને ફરી રડાવવાનું મને મન થયું, મેં ઢોંગ કર્યો.

'ચલ જા–હું તને ચાહતો નથી. ઈર્ષાખોર––' અને–અને–હું જોઈ શક્યો. વનબાલા રડવા લાગી. એના ગંભીર લાગતાં ચહેરા... એની આંખે...આંસુ આંસુ...

મારાથી એ સહન ન થયું. મારે એને એક શબ્દ કહેવો હતો– મેં એ શબ્દ એને કહી નાખ્યો હતો. હું ઊભો થયો. એ મારી પાસે જ ઊભી હતી. મેં એના આંસુ લૂંછ્યાં––

'જાવ––મારે તમારૂં કામ નથી.' હું ચમક્યો આ શું? એ છંછેડાઈ ગઈ હતી, મારા શબ્દોની એના ઉપર આ અસર? હું વિચારમાં પડી ગયો.

'વનબાલા' બારણા તરફ ભાગતી વનબાલાને મેં બૂમ મારી. હું પાછળ ઝડપથી પગલાં ભરતાં દોડ્યો. મેં એનો ખભો પકડ્યો.

'છોડો—' છતાં ય એ જવા લાગી.

'વનબાલા—' મારો સંયમ...હું જેને સંયમ કહેતો હતો—મને લાગ્યું, હું હમણાં જ રડી પડીશ.

પણ હું...મેં વનબાલાને નહિ જવા દેવાનો નિર્ણય કર્યો. મને એ અધિકાર—

'છોડો. મને હાથ અડકાડવાનો તમને અધિકાર નથી.'

'પણ હું તને ચાહું છું.' હું સમજી ગયો હતો. શાથી એને ખોટું લાગ્યું હતું. મેં કહ્યું.

'દંભી.' એણે બૂમ મારી. એ જરાક થંભી હતી.

'પણ મેં તો તમને ખોટું ખોટું કહ્યું હતું.'

અને થોડીવારમાં આમ અમારું બીજું નાટક મને પૂર્ણ થતું લાગ્યું.

'તમારી સાથે મારે કોઈ વાત નથી કરવી. જાવ. છોડો...'

'એમ હું તમને અહીંથી નહિ જવા દઉં.' મેં કહ્યું, હું લાગણીવશ બનતો હતો.

મારા આવા શબ્દોથી એના ઉપર કંઈક અસર થઈ. એ જરાક ધીમી પડી હતી. મારી સાથે એ અંદરની બાજુ ધીમે ધીમે આવતી હતી.

હું કેવી મૂઝવણભરી પરિસ્થિતિમાં મૂકાઈ ગયો છું? તો પછી મારે કરવું શું? હું મારા જ હૈયાને આ શબ્દો પૂછતો હતો. હું મારા જ માનસને આ પ્રશ્નો પૂછ્યા કરતો હતો. મારાં એ જીવન પ્રશ્નોમાં હું એટલો બધો તો અટવાઈ ગયો હતો કે મને હજુ ઊંઘ પણ નહોતી આવી. રાત્રીના બારના ટકોરા તો હમણાં જ મેં જાગતી જાગતી એ પરિસ્થિતિમાં સાંભળ્યા હતા. લગ્ન. તો શું લગ્નની જરૂરીયાત ખરી જ? વનબાલા! તેં એને આવી માની હતી? એ ઈર્ષાખોર

શા માટે? પણ એની ઈર્ષા એ ઈર્ષા છે? એ ઈર્ષામાં મારા તરફની એની ખૂબ લાગણીઓ જણાતી નથી? કે...પણ એ ઈર્ષા એના આદર્શોની મર્યાદા દર્શાવતી નથી? વનમાલા ઈર્ષાખોર શા માટે? કે—કે પછી હું કુમારીકાને ચાહું છું. મારા...પણ કુમારીકા વળી ક્યારની? પણ માની લો કે મને કુમારીકા માટે માન છે—મને એના તરફ માન છે અને વનમાલા આ પ્રમાણે વર્તે છે—માટે હું વનમાલાને ઈર્ષાખોર કહું છું—તો પછી બીજું શું?

ઈર્ષા તો મને ગમતી નથી. વનમાલા ઈર્ષારૂ બની છે માટે એ પણ મને હવે નહિ ગમવાની. તો પછી મને કુમારીકા શા માટે ગમી, એણે વનમાલાની ઈર્ષાખોરી કરી હતી? એણે વનમાલા માટે એક પણ શબ્દ ઉચ્ચાર્યો હતો? વનમાલાની ઈર્ષા એને કેમ ન આવી?

તો આમાં સૌથી વધારે શ્રેષ્ઠ લાગણીઓ કોની?

વનમાલાની લાગણીઓ વધારે તીવ્ર છે, વધારે બળવાન છે... હા હા. લગભગ એવું જ, અરે એજ પ્રમાણે. અને કુમારીકા—બીજું કાંઈ નથી, એનો માનસિક વિકાસ વનમાલા કરતાં વધારે છે. તો બીજું શું? બન્નેની વચ્ચે હું એકલો ખડો છું. કુમારીકાના વિકાસ ભર્યા માનસ સાથે મારા વિચારો મળતા આવે છે—માટે—માટે મને કુમારીકા હવે ગમવા લાગી છે. તો—તો હું પૂછું છું કે વનમાલા આજ સુધી કેમ ગમતી હતી?—પણ મને અનુભવ કયાં હતો? એ આવી ઈર્ષાખોર હશે એની મને કયારે ખબર હતી? ભલા—તેં એની સાથે ત્રણ ચાર વર્ષો ગાળ્યાં છે—મિત્રતાભરી રીતે, એના માનસનો તને સંપૂર્ણ ખ્યાલ પણ નથી? અરે પણ એ ઘણીય વખત કહેતી કે મને કદીય ઈર્ષા ન આવે.' અરે ભલેને હું કુંવારી રહેતી. તમે બીજે લગ્ન કરી નાખો, એ કે બીજી વનમાલા? તો એના વિચારો આજે આમ શા માટે પલ્ટાયા?

પણ એના વિચારો ક્યાં આગળ પલ્ટાયા છે? એ તો મને હજુ ય ચાહે છે.

હું ખૂબ મૂંઝાતો હતો, પણ હું ગભરાતો નહોતો. મેં નિર્ણય કર્યો હતો. બુદ્ધિપૂર્વક મારે મારા જીવન પ્રશ્નનો ઉકેલ કાઢવો હતો. દુનિયા મને શું સમજાવતી હતી. દુનિયા—સમાજના શબ્દો ઉપર મેં મારૂં જીવન ઘડયું હોત તો...? પણ ના રે, સમાજે તો આજ સુધી બકવાટ કર્યા જ કર્યો હતો. મારી સ્વતંત્રા—મારાં સ્વાતંત્ર—સ્વેચ્છાએ વહેનારા માનસે સમાજને ગણકાર્યો નથી, તો બીજું શું હોઈ શકે?

સમાજના વર્તનથી હું ડર્યો હોત તો મારી આજ શી દશા હોત? હું અને વનબાળા સાથે ફરતા—સાથે બોલતાં. રૂઢિચૂસ્તો અમારાં તરફ આંગળીઓ કરતા, અમે એ કોઈને ગણકાર્યા નહિ... પણ ના. ના. ના. રૂઢિચૂસ્તો અહીં સાચા નથી લાગતા? અમને એ બધા અનુભવી લોકો આંગળી ચીંધીને અમારાં એ સ્વેચ્છા—વિહારને સ્વચ્છંદી કહી અટકાવવા માગતા હતા એ વસ્તુ સાચી જ લાગે છે. આજે હું આ પરિસ્થિતિ ઉપર મૂકાત ખરો? વનમાલાને કે મારે આમ જરા ય દુ:ખી થવું પડત?

તો પછી રૂઢિચૂસ્તોના કહેવા પ્રમાણે જ મેં વર્તન ચલાવ્યું હોત તો?

તો તો મેં વનમાલા સાથે...ના રે ના. ન્યાતની કોઈ કન્યા સાથે લગ્ન જ કરી નાખ્યાં હોત. અને વનમાલા કે કુમારીકા કોઈને હું ઓળખતો ન હોત, તો પછી આ પરિસ્થિતિ આવી પણ ન હોત. પણ મેં એવા વિચારોને શા માટે ન અપનાવ્યા? એ વખતે જે વિચારોથી મારૂ માનસ ઘડાયું હતું એ વચારો મને રૂઢિચૂસ્તો તરફ તિરસ્કારથી જોવાનું કહેતો હતો, અને એ પ્રમાણે મારા ઘડાએલા વિચારો પ્રમાણે હું વનમાલા—

પણ આજે શું છે ?

વનબાલાને દુઃખી થવા દેવી નથી, કુમારીકા—પણ કુમારીકા તો કહે છે જ...કે મારે તમારી વચમાં નથી પડવું.

તો—તો—હું વનબાલા સાથે લગ્ન કરી નાખું ? લગ્નમાં હું માનતો નથી પણ વનબાલાની લાગણીઓને સંતોષવા માટે. વનબાલા કહે છે—વનબાલા લગ્નની માગણી કરે છે માટે—માટે હું લગ્ન... પણ વનબાલા એવી માગણી ન કરે એવું તું એનું માનસ ઘડને.

આજસુધી તો તું વનબાલા તરફ લાગણીથી જ ખેંચાએલો રહેતો હતો. વનબાલા તરફ તેં હંમેશા વહાલભરી નજર રાખી હતી. અને એથી તું વનબાલાના માનસ સુધી પહોંચી ન શકયો. વનબાલાના માનસને તું ઘડી શકયો નહિ. કેટલાંય રૂઢિચૂસ્ત કુટુંબોમાં જેમ પેલાં બૈરાંઓ રમકડાં, આનંદના સાધન તરીખે ગણાય છે એવુંજ—એવુંજ મારા જેવા સુધરેલા ડૉકટરને ત્યાં બન્યું ? !

એનું કારણ શું ? હું વનબાલા તરફ લાગણીથી જ ખેંચાએલો રહ્યો તેજને ? તો હવે. વનબાલાને ધીમે ધીમે તાલીમ આપું ? એનું એનું ઈર્ષાઓનું માનસ હું દૂર કરૂં ?

પણ એ હવે પછીથી તારી સાથે બોલવા આતુર છે ખરી ? એ...બોલશે—જરૂર બોલશે. પણ એ તો તેં દંભથી મનાવી ત્યારે ને ? એ દંભ હતો કે લાગણી ? જે કહો તે !

વનબાલાને મનાવી—પાછી લાવ્યો. એ કેટલું બધું રડી ?

તો એને અત્યારે મનાવી લેવા માટે લગ્ન કરૂં તો ? પછી એની ઈર્ષાખોરી દૂર કરીશ.

પરિસ્થિતિ મુજબ નિર્ણયો બદલાતાં જ જાય છે. અજાણતાં જાણતાં પણ એ નિર્ણયોના જુદી જુદી વખતના બળથી સમાજનું ઘડતર થાય છે. સમાજનું એટલે માનવીનું. મૃત્યુ સિવાય જીવનનો

સાચો અંત છે જ નહિ. જીવનમાં કોઈ જ વિચિત્રતા નથી. વિચિત્રતા તો મૃત્યુમાં છે. જીવનને ગહન કહેવામાં છે. જીવનને દુઃખોથી ભરેલ માનવામાં આવે છે. એથી જીવન એ વિચિત્ર મનાય છે. જીવન એટલે જ મહાન ગહનતા. એને આપણે ગહન કહીએ છીએ. એને આપણે ન સમજાય એવું કહીએ છીએ. એનું કારણ શું? કારણ કે એને આપણે જાણ્યું નથી. જાણી શકતા નથી. પણ એને માટે આપણે ઘણાય નિર્ણયો કરી નાખેલા હોય છે. પરિસ્થિતિ બદલાતી જાય છે તેમ તેમ આપણે એ નિર્ણયોને બદલી નાખતા હોઈએ છીએ. પછી આપણે કહીએ છીએ. ખૂબ જ આશ્ચર્ય સાથે—જીવન તો ઓહોહો—શું ગહનતાથી ભરપૂર છે...પણ સાચી ગહનતા—સાચું ન સમજાય એવું મૃત્યુ છે. વૈજ્ઞાનિક દૃષ્ટિએ મૃત્યુ એટલે માનવીનો દેહ જગતમાં હવે વધારે વખત ટકી શકવાને લાયક નથી રહ્યો—એવું જ ને? વૈજ્ઞાનિકો એને વધારે ટકાવવા પ્રયત્નો કરે છે, માનવીના પ્રયત્નોથી જ માનવી જીવતો હોય છે. એટલે માનવીના પ્રયત્નો ક્યારેય નિષ્ફળ જતાં જ નથી.

પણ હજુ માનવી મૃત્યુને હઠાવી શક્યો નથી. મૃત્યુની પેલીપાર માનવી જઈ શક્યો નથી. માનવીને હજુ મૃત્યુનો અનુભવ થયા પછી એ અનુભવ જગતને કહેવાને વખત મળ્યો નથી. એટલે મૃત્યુ એજ ગહનતા. એજ વિચિત્રતા. એજ જીવનનો સાચો અંત.

જીવનનો અંત મૃત્યુમાં છે એમ તો સૌ કોઈ કહે છે. કારણ કે એ મૃત્યુ પછીની પરિસ્થિતિને જાણતો નથી કે મૃત્યુ પછી કોઈ પરિસ્થિતિ છે એમ કલ્પી શકતો નથી.

ઘણાના માનસમાં એમ ઠસી ગએલું હોય છે કે મૃત્યુ પછી પણ કોઈ પરિસ્થિતિ છે. એને એ પરિસ્થિતિમાં આ જન્મમાં કરેલાં પાપોનું પ્રાયશ્ચિત કરવું પડશે.........એવું માનસ ધરાવનાર બીચારો આદમી જાણતો નથી હોતો કે એવું તો એટલા માટે છે કે તમે

આ જન્મના પાપ ન કરો. પણ આવતો ભવ...એના માટેનો માનવીનો વિશ્વાસ ક્યારેક વળી ડગી જાય છે. અને જ્યારે એ ડગી જાય છે ત્યારે ભાઈસાબ ઝટ પાપ કરી નાખે છે.

આ જન્મ અને આજ જગતમાં પાપ અને પૂન્યનો બદલો મળી જનાર છે એમ પણ એક વર્ગ માને છે. ફક્ત માનતો જ હોય છે. એક બીજું પૂન્ય તો બીજી તરફ પાપ. અને એનો સરવાળો જો એ કરે તો સરવાળો ગોળ મીંડું—અલબત્ત એણે સરવાળો બહુ જ વિચારપૂર્વક તટસ્થા જાળવીને કરવાનો. પછી તો એણે કદાચ જો પૂન્ય વધારે કર્યું છે એમ એ કહેતો હોય તો એને કીર્તિ જોઈએ છે એમ આપણે માની લઈએ. એ કાંઈ કામ કઢાવવા માગે છે એમ આપણે માની લઈએ. અને એથી આમ એક પાપ કરી તે એના પૂન્યને ધોઈ નાખવા ઇચ્છે છે.

તો પછી બીજું શું ?

જીવનની આ વાસ્તવિકતા. હું તો ત્રાસી ગયો. તો બીજું શું ? આ બધો બકવાટ નહિ તો બીજું છે શું ?

માનવી ક્યારેય વસ્તુને સાચા સ્વરૂપમાં જુએ છે ખરો ? અલબત્ત એ એની આંખે તો એને જોઈ સાચી જ માનતો હોય છે. એના જ વિચાર પ્રમાણે એ વસ્તુ ખરી જ છે એમ એ કહે છે.

મંદીર આગળ ભૂખે ટળવળતાંઓને—મંદીર બહાર પેટ થાબડી રહેલાંઓને કોઈ કાંઈ જ આપતું નથી. અને ભગવાન કે જેને આજ સુધી પણ એક મહાન સુખી—અને આપણને સુખ આપનાર તરીકે માનવામાં આવ્યા છે—તેને—એ ભગવાનને સૌ પૈસા આપે છે. સૌ દોલત આપે છે. એની પાછળ જાન કુરબાન કરે છે. પણ એ પૈસા આપનાર—એ દોલત આપનાર કે એ જાન કુરબાન કરનાર જાણતો નથી હોતો કે ભગવાન એની આવી આંધળી ચાલ—

અક્કલમંદતા—બેવકૂફતા ઉપર હસી રહ્યાં છે. એની મશ્કરી કર્યા કરે છે. મંદીરના એ ભગવાને કેટલીય વખત કહ્યું કે બહાર બેઠા છે તેમને કંઈક આપો. તેમને ખાવા કંઈક આપો. મને નહિ—મને નહિ. એમને આપશો એ મને આપ્યા બરાબર છે.

પણ કોણ સાંભળે છે?

કોને પરવા છે?

થોડું પૂન્ય કરી નાંખીએ—અને ચાલો મંદિરમાં—પ્રભુ શ્રદ્ધા. પણ આમ ભગવાન ક્યારેય ખુશ થાય છે? મંદીરના પેલાં પૂજારીઓ ખુશ થાય છે. સાચા સ્વરૂપમાં તો એજ ભગવાન, ના, ના, ના—જો જો હાં—ભગવાનના એ લોકો તો સેવા કરનારાઓ હોય છે. એમનો એમાં કાંઈ વાંક નથી. જે સાચું જ્ઞાન એમનાથી દૂર છે એમાં એ લોકો શું કરે? એમને પણ હૃદય છે. એમને પણ દીલ છે. ભગવાનના એ સાચા આદેશને એ લોકો પણ જ્યારે સમજશે ત્યારે એ બહાર પડયા રહેતાં એક પણ માનવીને ભૂખે નહિ સૂવું પડે.

બહાર પડયો રહેતો આદમી એટલે સમાજનો કોઈ પણ માનવ. મંદીરમાં લોકો પૈસા આપે છે. મંદીરમાં લોકો પૈસા આપે છે એનું સાચું કારણ તો એ છે કે એથી સમાજ ઉપર ક્યારેય ભય આવી પડે તો એ મંદીરનો 'ખજાનો' સમાજને સુપ્રત થાય. સમાજનું દુઃખ એનાથી દૂર કરવામાં આવે. સમાજનું એ દુઃખ પછી ગમે તેવું હોય. સાબરમાં રેલ આવી હોય કે—ધરતીકંપ થયો હોય. સમાજમાં એક પણ આદમી દુઃખી ન હોવો જોઈએ. અને સમાજે જ એ ખજાનો તૈયાર કરેલો છે માટે એના ઉપર સમાજનો જ અધિકાર છે. એથી હું એમ નથી કહેતો કે પૂજારીનો કોઈ જ હીસ્સો નથી. એ ખજાનાનું એ સંરક્ષણ કરે છે—એના પૂરતું મહેનતાણું—એ મેળવી શકે છે. એથી વધારે કાંઈ નહિ. એથી વધારે એને કાંઈ માગવું પણ ન જોઈએ.

તમને ખબર છે ઠેર ઠેર મંદીરો શા માટે છે ? કોઈ જગ્યાએ દુઃખ ન રહે એટલા માટે. પણ દુનિયા આજે ઉંધે માથે ચાલી રહી છે. ભગવાન એ જગતના માનવીઓની મશ્કરી કર્યા જ કરે છે છતાંય જગતનો માનવી ભગવાનની ખુશામત કરવા જાય છે. ભગવાન આથી જગતમાં દુઃખી થતા આદમીઓ તરફ જોતાં એવાં ખુશામતીઓ ઉપર ગુસ્સે થાય છે. પણ ભગવાન હજુ સહન કરી રહ્યા છે. સમાજમાં અવ્યવસ્થા—સમાજમાં દુઃખ...ઈશ્વરથી સહન નહિ થાય. એક દિવસ એ કોપ......

[ ૪ ]

સુવારમાં હું પથારીમાંથી ઉઠયો ત્યારે મને ખબર પડી કે રાતમાં હું મૂંઝાતા—ગભરાતાં સ્વસ્થ બનતાં વિચારતાં વિચારતાં ઉંઘી ગયો હતો. સમાજનું એ મંદીર, સમાજનો એ ખજાનો...મને મારી જીત ઉપર ધન્યવાદ વરસાવી દેવાનું ખૂબ મન થયું. મારા વિચારોને જગત અપનાવી લે તો! અને પેલી જે વાર્તામાં પેલું બેકાર—સુધારક મંડળ આવે છે...એ? એ પણ મારા જ વિચારો ચાલોને! અરે એમ તે કાંઈ પારકાંના વિચારોને ઝટ અપનાવી લેવાતા હશે? છતાં ય જો એ બે વિચારોને હું ભેગા કરી દઉં તો દેશમાંથી કેટલું બધું દુઃખ દૂર થઈ જાય?...ઉઠ—ઉઠ બે હવાઈ કિલ્લા. તારી દવાઈ ડૉકટરી દુનિયામાં જ પ્રગતિ કર્યા કરને. અમેરીકામાં—જગતમાં ખૂબ ખૂબ શોધો થઈ ગઇ છે. ચંદ્રલોકમાં થોડા વખત પછી માનવીઓ ઉડતા હશે—જતા હશે, આવતા હશે. અરે એવો જમાનો પણ આવશે કે ચંદ્રલોક એ આપણા માટે ફરવા હરવા જવાનું એક સ્થાન બની ગયું હશે. એની પેલી Frankestine ફ્રેંકસ્ટાઇન નામની ફિલ્મમાંનો પેલો એકટર બોરીસ કારલોટ...એમાં પણ ડૉકટરની શોધ દર્શાવવામાં આવી હતી. ફક્ત માણસમાં જીવ નથી મૂકી શકાયો...પણ એમાં તો એવી શોધ થઈ ગઈ હતી કે માણસમાં જીવ મૂકાઈ જાય છે. પણ...બીચારો એ ડૉકટર...ઉતાવળમાં મગજની ફેરબદલી કરી નાખે છે...અને એથી પેલો માનવ—રાક્ષસ

બની જાય છે. જુદા મુડદાઓમાંથી જુદા જુદા ભાગો મેળવીને તૈયાર કરેલો એ માનવી...હું પણ ડૉક્ટર છું હું પણ હવે માનવમાં જીવ લાવવાના પ્રયોગો કરૂં! વનબાલા? કુમારીકા? સૂઇ ગઈ એ પ્રેમની ઉર્મિઓ. મેં શું પ્રગતિ કરી? પ્રેમ—પ્રેમ—એમાં ને એમાં જીવન ખલાસ કરી નાખવાનું? અરે વાહ! એ પ્રેમમાં પણ પ્રગતિ તો છેજ ને?? પણ એ તો છેવટે જાણે કાયરતાનું સ્વરૂપ પ્રગટાવતી હોય તેમ નથી લાગતું? માયકાંગલા—ના, ના, ના... પણ ગુજરાતના આજના યુવક યુવતીઓનો ખ્યાલ મને કયાં નથી? અરે મારે ત્યાં જ પેલી કૉલેજની છોકરીઓ...પેલાં યુવકો—સોળ સોળ વર્ષની ગભરૂ બાળાઓ...ચાર કદમ ચાલે ત્યાં ટાંગા દુઃખી જાય. દશ કદમ ભરે ત્યાં હાંફી જવાય. વીશ કદમ ફરે ત્યાં બેસવાનું મન થાય સો કદમ આગળ જાય ત્યાં તો પછી સ્વર્ગ જ આવી જાયને... પણ એ પહેલાં તો મારી સલાહ લેવા... મારી દવા લેવા આવે છે. દવા લે છે. દવા ખાય છે. જરા વ્હેલાં દેવલોક પામવાનાં હોય છે તો ચાર છ વર્ષ પછી દેવલોક પામે છે.

મહાભારત અને રામાયણના દિવસો મને યાદ છે. એટલે હું કાંઈ એ દિવસોમાં જીવતો હતો એમ નથી કહેતો. મેં વાંચેલું છે અને એથી હું જોઈ શકયો છું કે એ દિવસોમાં તો લોકો બસો પાંચશો વર્ષ સ્હેજે જીવી શકતાં. બાપરે! હું ડૉક્ટર છું. બીજા ઘણાય ડૉક્ટરો છે. આરોગ્ય એટલે શું એનો તેમને બહુ જ અચ્છો ખ્યાલ હોય છે. પણ અફસોસ બિરાદર! એવા ઘણાય દાક્તરોનો મને અનુભવ છે. નાજુક દેહ. સુકલકડાં દેહ ઉપર કોટ અને પટલુન. અને પછી અમે તા હવે ખૂબ રૂપાળાં દેખાઈએ છીએ! કહી ગળે ટાઈબાંધીને ફરવાનું. અને પેલા અચકા—મચકા—લોચાથી ભરપૂર ચરબીવાળાં આદમીઓ! હું ડૉક્ટર છું. મારી કોમ વિષે બોલવાનો મને અધિકાર છે. મારી કોમનું એમની તંદુરસ્તી તરફ ધ્યાન દોરવાની મારી ફરજ છે. ડૉક્ટરો ભેગા થાય. એક આરોગ્ય સમિ-

તિની સ્થાપના કરે. અને એમાં બીજા કોઈનું નહિ. ફક્ત ડૉક્ટરો ડૉક્ટરોની આરોગ્યને બરાબર સાચવે. અને ઘણા લાંબા વર્ષો લગભગ સો બસો વર્ષ જીવી કાઢે. અશક્ય નથી, માનવીના હાથમાં કાંઈજ અશક્ય નથી. માનવી ધારે એ કરી શકે છે. હું ડૉક્ટર છું. અને મેં ઈલાજ દર્શાવ્યો છે. આરોગ્યને માટે.

સવારમાં હું હવે બરાબર સ્વસ્થ બની ગયો હતો. પ્રેમલગ્ન—લગ્ન શા માટે? ઈર્ષા—દંભ એ બધું વિચારી વિચારી મારા મગજમાં અશાંતિએ સ્થાન લીધું હતું. મેં એ બધાં જીવનના અગત્યનાં પ્રશ્નોને દૂર ફગાવી દીધા છે. અને... પણ ના, ના, ના. એ દૂર જઈ શકશે ખરો? જીવનમાં એની અગત્ય છે જ... પણ ડૉક્ટર તારે શોધખોળો કરવી છે—પ્રગતિ કરવી છે...પછી?... ચોવીશે કલાક પ્રગતિ તો નથી કરવાની? પણ ડૉ. હાર્વે કે પેલાં વૈજ્ઞાનિક એડીસનના જેટલો હું ધુની—મસ્ત બની જઉં. તો?...તો શું વળી...એડીસનની નામ તો યાદ નથી...પણ એડીસનને ય પ્રિયતમા હતી. એનું ખાનગી જીવન પણ રોમાંચક હતું.

'જીવન' એ માનવ જીવનની અંદર એક વિચિત્ર પ્રશ્નાવલી ખડી કરી મૂકે છે...સબંધો અનુસાર એને યોગ્ય રીતે ગોઠવતાં ના આવડે તો જીવન એ એક કલ્પનાજ બની જાય છે. અને માનવી... મારો પ્રશ્ન છે કે કયો માનવી બેવકુફાઈભર્યું જીવન નથી જીવ્યો? ક્યારેક આમ, તો ક્યારેક તેમ, એવું એવું કરવાનું એને મન થયા જ કરે છે. હંમેશાં એ એની ઊર્મિઓને કોઈને કોઈ રીતે સંતોષવા પ્રયત્ન કરે જ છે. જેવો એનો ઊર્મિ પ્રકાર એવો એનો જીવન પ્રકાર.

*

હું ડૉક્ટર દવાખાને જવા તૈયાર થઈ ગયો હતો હરરોજનો મારો પોષાક મેં પહેરી લીધો હતો.

બહાર નીકળ્યો ત્યારથી મારૂ એ માનસ મારાં જીવનની આસ-પાસ—ખેર! મારી જ આસપાસ બનતા બનાવો વિષે વિચાર્યું જ કરતું હતું. અને કયા માનવીનું માનસ એવી રીતે વિચારતું નહિ હોય?

હરરોજ તો હું મારી ટેક્ષીમાં બેસીને જ દવાખાને જતો. આજ વળી મને વિચાર આવ્યો હું ચાલતા જઉં તો? પણ ઉંહુ!

હું ડેલા પાસે ગયો....ટેક્ષી....મને ખબર નથી આ ટેક્ષીને આ નુકશાન ક્યારે થયું?

એના આગલા કાચનો ભુક્કો ઉડી ગયો હતો. આજથી ત્રણેક મહિના થયા....લગભગ ત્રણ મહિનાથી તો મેં મારાં ડ્રાઈવરને રાજીનામું આપી દીધું હતું. એ માણસ મને શરૂઆતમાં ભલો આદમી લાગ્યો હતો. પણ એક દિવસ મેં એને પેટ્રોલ લાવવા માટે સાડા પાંચ રૂપીઆ આપ્યા હતા. એ ભાઈસાહેબે એ રૂપીઆને ખીસ્સામાં સરકાવી દીધા હતા. હું એનું એની પાસે પ્રાયશ્ચિત કરાવવા ઈચ્છતો હતો. મેં એને ઠપકો આપવા માંડેલો. શરૂઆતમાં તો એણે નીચા મોઢે મારો ઠપકો સાંભળી લીધો હતો. પણ કોણ જાણે કેમે એ વખતે મારૂ માનસ વિચિત્ર મનોદશાને અનુભવતું હતું. ના. ના. ના. આજેય આજેય કોઈ દંભ કરે, કોઈ ગુન્હો કરે, એ મારાથી સહેવાતું નથી. હું એને ફડ લઈને તડ કહી દઉં. ઘણા એનો અર્થ અવળો કરી નાખે છે. કેટલીય વખત હું જ્યારે એવા કારણોસર બોલી ઉડતો ત્યારે મારી આસપાસના મારાં મિત્રો વિગેરે મને ખૂબ ગુસ્સાવાળો આદમી માનતા. પણ હું ગુસ્સાવાળો આદમી નથી, ગુસ્સા જેવું કોઈ તત્ત્વ મારામાં નથી. મને કોઈ આદમીની વર્તણુંક ન પસંદ આવે—તો હું એને ઝાટકી કાઢું છું. કોઈ કહેશે. એ માનવીની વર્તણુંકને તમારે ધીમેથી કહી સુધારવી

જોઈએ. એવી કોઈ માનવીની પ્રસ્તાવનાને પણ હું સ્વીકારી લઉં છું. અલબત્ત ! મારી વાત જુદી છે. શરૂઆતમાં તો ગુન્હા—ઠગવિદ્યા બદમાશી કરનારાઓ તરફ મને પુષ્કળ ચીઢ ચઢે. અને એ રીતે જ મેં ડાઈવિરને ધમકાવી કાઢયો હતો. શરમનો માર્યો ડ્રાઈવર કાંઈ ન બોલ્યો. પણ પછીના બીજે જ દિવસે એણે મારા હાથમાં રાજીનામું આપી દીધું. મને લાગ્યું કે મેં ગઈકાલે એને ખૂબ કહ્યું હતું એનું આ પરિણામ છે. પણ પરિસ્થિતિ મેં માન્યું એમ ન નીકળી. મારા હાથમાં રાજીનામું આપતાંની સાથે એણે ધડાધડ શબ્દાવલી ફેંકવા માંડી. ' તમે શ્રીમંતો તમે ડૉકટરો...અમે ડ્રાઈવરો નોકરો...તમે એકજ આદમી છો. તમે એકલાં જ છો—અને તમારે આખો આ બંગલો આખી આ મોટર આખું આ દવાખાનું તમારે માટે મોઝ શોખ... '

મને આ ડ્રાઈવરની ઉદ્ધતાઈ દેખાઈ. શ્રીમંત ભલે ઉદ્ધત હોય—શ્રીમંત ભલે બોલતાં ન શિખ્યો હોય પણ એની પાસે દૌલત છે--અને એથી એની આગળ કોઈ કાંઈ એને શિખામણ આપે તો એ એને નહિ ગમવાની. જ્ઞાની વ્યક્તિમાં એ મહાશય નરી ઉદ્ધતાઈ દેખવાના. હું ગુસ્સે થવાની તૈયારીમાં હતો. પણ ડ્રાઈવર મને ખૂબ જ ચાલાક દેખાયો. મારા મુખ ઉપરના ફેરફારોને એ સમજી ગયો—તેણે તરત જ શબ્દાવલીને બદલી નાખતાં બોલવાં માંડયું.

' સાહેબ ! ગુસ્સે ન થશો. અમારી ગરીબાઈની તમને ખબર નથી. અમારે ત્યાં એક જણ નથી. પાંચ પાંચ જણાનું હું આ પાંત્રિશ રૂપીઆમાં પુરૂં કરૂં છું. મારાં માતા પિતા તો પરગામ છે. એમને મહીને દશ રૂપીઆ મોકલું એ જુદાં. એ લોકો તો ગામડે રહે છે. ગામડામાં એ મારાં માતાપિતા દશ રૂપીઆમાં એમનું બરાબર પુરૂં કરી શકે છે. પણ સાહેબ... '

મને આ ડ્રાઈવરની વાત પછી ખૂબ સાંભળવા જેવી લાગી. મેં મારા...મેં તમને એ વાત તો પહેલેથી જ કહી છે કે હું સંયમી છું...પણ ના. ના. સંયમ જેવી વસ્તુ...મને...પહેલે પગથીએથી આ ડ્રાઈવરે જ સમજાવી...સાચું કહું છું. એ બોલતો હતો મેં એને સાંભળવા માંડયો.

'મારે ત્રણ નાના ભાઈઓ છે. બીજી એક મારે પુત્રી છે. મારી પુત્રીની ઉંમર ૭ વર્ષની છે. અને હા. મારી પત્ની. એ ચાર અને હું પાંચમો. મેં તમને કહ્યું ને ? ૩૫ રૂપીઆમાંથી દશ રૂપીઆ તો હું મારા માતા પિતાને મોકલી આપતો. બાકીના પચ્ચીશમાં અમે પચ્ચીશમાં અમે પાંચેયનું પુરૂં કરતાં. આ તો શહેર છે. ગામડું નથી. ૨૫ રૂપીઆના પગારમાંથી સાડાસાત રૂપીઆ નાની ઓરડીના ભાડાના જાય...સાહેબ-સાહેબ તમે તમારી આ મોઝશોખ મૂકી દો...'

વાહ ! વળી આણે ઉદ્ધતાઈ વાપરી એમ મને લાગ્યું. અને હું હવે તો એને થાપડ લગાવી દેવાનો વિચાર કરવા લાગ્યો. પણ વળી એ બોલવા લાગ્યો.

'માફ કરજો સાહેબ. મારી જીભ ઉપર મારે કાબુ રાખવો જ જોઈએ. પણ ડૉક્ટર ! આજે હું તમારો નોકર નથી...પણ હા. ભૂતકાળના—જરૂર હવે તો ભૂતકાળના તમે મારા શેઠ છો. સંબંધી ૨૫ રૂપિઆમાંથી સાડાસાત રૂપીઆની બાદબાકી કરો—ના. ના. ના. તમે તો શ્રીમંત આદમી...જુઓ ૨૫ માંથી સાત જાય તો અઢાર--૧૮. એમાંથી અડધો રૂપીઓ ગૂલ. બાકી રહ્યા ૧૭–૮–૦ સાડી સત્તર. તમે તો...તમારે ત્યાં તો રોજ વર્તમાનપત્ર આવે છે. તમે તો રોજ એમાં વાંચો છો. આ યુદ્ધ...અને આ યુદ્ધથી મોંઘવારી.'

હું સ્હેજ મારાં સોફામાં હાલી ગયો. યુદ્ધ ? હીટલર એના રાષ્ટ્રીય સમાજવાદને માટે લઢે છે. એને જગતમાં રાષ્ટ્રીય સમાજવાદની સ્થાપના કરવી છે. અને આપણું આ બ્રિટન. એને લોકશાહીનું રક્ષણ કરવું છે ! દુનિયાના બીજા દેશોને બચાવવા માટે એ લઢે છે. એમાં 'જાહેરાતોમાં' જણાવે છે. બ્રિટન કદાચ સાચું હશે. પોલાંડ, નોર્વે, હોલાંડ બેલ્જીયમ, ફ્રાન્સ, રૂમાનીયા, ક્રીટના ટાપુઓ... અરે એ હીટલરે હવે તો લગભગ આખો યુરોપનો નકશો જ કબજે કરી નાખ્યો છે. કદાચ બ્રિટનને એની બીક લાગી હશે. એ બધી લોકશાહીના રક્ષણને માટે એણે લઢવાની તૈયારીઓ તો ક્યારની શરૂઆત કરી છે. ત્યાં તો વળી રશિયા સામે હવે હીટલરે નયનો નચાવવા માંડયા છે. એણે કીવ લીધું ક્રીમીયા તરફ એ ધસી રહ્યા છે. કોકેસસના તેલના ભંડારો એને લેવા છે. છાપાવાળાં કહે છે કે એ ખાંડ ફાકે છે. એ કોકેસસ લેશે એ પહેલાં તો રશિયનોએ કોકેસસના તેમના કુવાઓનો નાશ કરી નાખ્યો હશે. રશિયનો કાંઈ કાચા નથી. દુનિયાની કઇ પ્રજા પોતોને કાચી માને છે ? પોતાને કમઅક્કલ માને છે ? રશિયનોને જગતમાં સામ્યવાદની સ્થાપના કરવી છે. હીટલરનો રાષ્ટ્રીય સમાજવાદ અને આ સામ્યવાદ એમાં ફેર ક્યાં ? રાષ્ટ્રીય સમાજવાદમાં બધા મોટા મોટાં ઉદ્યોગો સરકારને હસ્તક રહે. એ સરકારમાં સંચાલન એકજ વ્યક્તિ કરે. અલબત્ત એને સલાહકારો હોય—અમલદારો પણ હોય. પણ આ તો રાષ્ટ્રીય સમાજવાદ. પોતાના જ દેશ પૂરતો. આપણા જવાહરલાલજીનો સમાજવાદ કેવો છે ખબર છે ? એ સમાજવાદ આંતરરાષ્ટ્રીય સમાજવાદ. પણ આ ગાંધીવાદી ફિલ્સુફી આંતરરાષ્ટ્રીય સમાજવાદ—સમાજવાદથી સ્હેજ જુદી પડી જાય છે. ગાંધીજી કહે છે કે ઉદ્યોગવાદ—ઉદ્યોગવાદ તમે કર્યા કરો છો. પણ એ યંત્રવાદથી ખેડુતો ગામડાનાં લોકોનું શું ? એ લોકો શહેરમાં આવશે ? ખેતીનું શું થશે ? ત્યારે પેલું બ્રિટન ખાસ કરીને જે પોતાના જ રક્ષણને માટે લઢે છે અને

કેટલીક વખત ઘણાને લઢાવે છે તેનું શું? એ શાહીવાદી સામ્રાજ્ય-વાદીઓ લઢાઈ પછી ગામડે ગામડે ઉદ્યોગવાદની સ્થાપના કરનાર છે. પણ અમેરીકા? એ માંગે છે નાણું. જાપાનીઓને પણ જગત ઉપર શાસન કરવું છે. પોતાની શક્તિના પ્રમાણમાં--પોતાને માટે મુલ્ક ઘણો નાનો છે. જર્મનીને જેમ માલ માટે બજાર જોઈએ છે. તેમ જાપાનને પણ માલ માટે બજાર જોઇએ છે. અને બજાર લેવા માટે બધાં યુદ્ધો ખેલે છે. બજાર એમને મલશે ખરૂં? બજારનો તો એ લોકો નાશ કરવા લાગ્યાં છે. એ લોકો લઢ્યા કરે છે. પેલાં બજારોનાં જ્યાં માલની...જગતનું બજાર એટલે જ હિંદ. પણ પેલાં યુદ્ધો ખેલતાં રહેશે અને હિંદમાં ઉદ્યોગોની સ્થાપના થશે. સ્થાપના નહિ થાય તો લોકોની જરૂરીઆતોનું ભાન આવેલું તો હતું જ પણ બરાબર સમજાશે. હિંદમાં ઠેરઠેર ઉદ્યોગો સ્થપાશે. જે લોકો બજાર માટે લઢે છે. એ બજાર એનું એનામાંથી જ મેળવી લેશે?

અને જગતના માનવતાને માટે લડતા માનવ રાક્ષસો લઢી લઢીને બકવાટ કરતાં મૃત્યુ પામશે.

પણ એમાં માનવ રાક્ષસો જેવું છે જ શું? વસ્તી ખૂબ વધી જાય. એનું શું થાય? જગત ઉપર માનવીની જરૂરીઆત છે. એ કરતાં પણ માનવ સમૂહ વધી જાય એટલે એક બીજાં એક બીજાં માટે સ્થાન લેવા માટે ઝઘડે એમાં નવાઈ ક્યાં? યુદ્ધ પતી જાય. વધી ગએલા માનવ સમૂહનો નાશ થાય છે. ફરીથી જગતમાં શાંતિ સ્થપાય છે. કારણ કે જેટલો માનવ સમૂહ પછીથી જગતમાં રહ્યો છે તેમને માટે સરખો વહેંચણીએ બધું મળી જાય છે.

તો પછી મૂડીવાદનું શું?

'ડોકટર! તમે મૂડીવાદી છો...' ડ્રાઈવરે આગળ કહેવા માંડ્યું.

'પણ તમે એની ના કહેશો. તમે કદાચ મારાં ઉપર ચિઢાઈ જશો. તમે કહેશો કે જેનામાં બુદ્ધિ હોય તે દૌલત મેળવે. મારી એની ના નથી. હું તમને ધીમેથી કહું છું પણ બાઝીને કહું છું...'

મને બસ ! એજ વખતે એ યુવક ઉપર ગુસ્સો ચઢી આવ્યો મેં એને સાફ તરત જ સાફ શબ્દોમાં કહી દીધું.

'ચાલ્યો જા. મારે તારૂં કામ નથી.'

'હું એમ નહિ જઉં સાહેબ. મારા જીવનની પૂરી વાત કહ્યા સિવાય હું ખસવાનો નથી. નહિ જ ખસું બિલકુલ નહિ ખસું !' મને અજાયબી લાગે એવી રીતે એ બોલતો હતો. જાણે મારા ઉપર એને કોઈ અધિકાર ન હોય એ પ્રમાણે એણે આમ કહેવા માંડયું હતું.

'પણ તારી આ વાત કહેવાની ઢબ મને પસંદ નથી.' મેં નીચું જોતાં જોતાં એને સંભળાવી દીધું.

'તો તમે કહો, હું કેવી રીતે બોલું ?' એ નમ્ર બનતાં બનતાં બોલ્યો.

હું એની આવી હરઘડીએ બદલાતી બોલીને જોઈ વિચારમાં પડી ગયો. મને આ ડ્રાઈવર ખૂબ જ વિચીક્ષણ લાગ્યો. એને શું કહું ? મારી જીભ બંધ થઈ ગઈ. સીવાઈ ગઈ. એના આ છેલ્લાં પ્રશ્નોનો મારી પાસે કોઈ ઉત્તર નહોતો. મેં દમ માર્યો.

'તારે સમજવું જોઈએ આમ વાત ન થાય ધીમે...'

'પણ હું ધીમેથી નથી બોલતો ?' આજે તો હું સમજી શકું છું કે શા માટે. હા. એના પ્રશ્નો—એની સચ્ચાઈ મને બોલવા દેતી નહોતી.

'તો હવે તારે શું કરવું છે તે મને કહે ?' મેં એને પૂછ્યું.

'કાંઈ જ નહિ. મારું આ રાજીનામું. મેં બીજે નોકરી મેળવી લીધી છે ત્યાં મને યુદ્ધ મોંઘવારીનું ભથ્થુ વિગેરે સાથે ૪૫ રૂપીઆ મળે એમ છે. મને ત્યાં વર્ષે વર્ષે વધારો પણ મળશે.'

'તારે એક વસ્તુ સમજવાની જરૂર હતી હું તમને જે પગાર આપું છું તે મારી આવકના પ્રમાણમાં...'

'હા. એ વાત પણ સાચી' એણે કબૂલાત કરી.

'તો પછી તારાથી આમ બોલાય ખરું ?'

'પણ તો પછી તમારે મારી પરિસ્થિતિને સમજી આજે નોકરી ન અપાવવી જોઈએ ?' એણે ધીમેથી મને પ્રશ્ન કર્યો.

'મારે એટલી બધી ઓળખાણો નથી. છતાંય જોઈશ. તારી જો ઈચ્છા...'

'ના. ના. હું હવે તમારાથી એમ ફસાવાનો સપડાવાનો નથી.' એ હસી પડયો. હું ઝંખવાણો પડી ગયો.

ગમે તેમ હો. મારું દીલ કોણ જાણે કેમ આ ડ્રાઈવરને છોડવા ઈચ્છતું નહોતું. એ વસ્તુ શા માટે ? એ ગરીબ હતો, એટલે ? એ ભલો હતો એટલે ? થોડાં પગારમાં એ ડ્રાઈવીંગ અને ઘરકામ બધુંય કરતો હતો એટલે ?

એ ડ્રાઈવરને પછીથી મેં એક શ્રીમંતને ત્યાં રૂપીઆ ૫૫ના પગારથી નોકરી અપાવી હતી.

પણ આ મોટરનો કાચ ભાંગ્યો કેવી રીતે ? મેં મારાં કુત્તા વૃંદાવનની તપાસ કરી. અજબ ! વંદાવન અહીં હતો જ નહિ ! મને કંઈક વિચિત્ર ગંધ આવવા લાગી. હું ઝડપભર બંગલામાં પાછો ફર્યો. જ્યાં હું મારાં શેર—સર્ટિફિકેટસ—નાણાં વિગેરે રાખતો હતો તે કબાટ પાસે ગયો. મને ખબર હતી કે લગભગ વિચારોમાં હું આખી રાત જાગ્યો હતો...તો પછી...પણ હું મારાં એ ઓરડા નજીક આવ્યો—બધુંય સહીસલામત હતું. તો વૃંદાવન ક્યાં ગયો ! આ મોટરની–ટેક્ષીની આ દશા કોણે કરી ? પોલીસને ખબર આપવાનો વિચાર કરી હું બહાર જવાને બહાર જવાને ઝાંપા બહાર આવી ગયો.

*

હું દવાખાને આવ્યો ત્યારે મારાં એક શ્રીમંત મિત્ર ક્યારના ખોટી થતાં હતાં. એમની પત્નીની તબિયત બગડી હતી. મને તેઓ 'વિઝીટે' તેડવા આવ્યાં હતાં. ચારે તરફની આમ મુશ્કેલીઓ અને વિચારો વચ્ચે હવે હું મારૂં માનસ કાબુમાં નહિ રાખી શકું એમ મને લાગ્યું. હું પેલા શ્રીમંતની સાથે દવાખાને આવ્યો એવો જવા તૈયાર થયો. આ વખતે મારાં દવાખાનામાં લગભગ ૨૫ દર્દીઓ તો બેઠા હતાં. જલ્દી કામ પતાવી નાખવાની તમન્ના...દર્દીઓને જે થવાનું હશે તે--ડૉકટરના જીવનમાં સ્વસ્થતા ન હોય ત્યાં દર્દીઓનું ભલું થાય ખરૂં? અને ડૉકટર એમ જો અસ્વસ્થ રહે તો એમની ડૉકટરીગીરી ચાલે જ ખરી?

મેં જરા માથું ધુમાવ્યું. સ્વસ્થ બનવા પ્રયત્ન કર્યો. પછી હું પેલા શ્રીમંતની સાથે જવા લાગ્યો. મેહુલ નામનો એક યુવાન મારે ત્યાં કેટલાક વખતથી એની બહેનને માટે દવા લેવા આવતો હતો-તેણે તરતજ મારી તરફ જોયું. અને એ તરતજ બોલી ઉઠયો--'ડૉકટર! ડૉકટર...અમે ક્યારના આવ્યાં છીએ--મારી બહેનની તબિયત...'

'એય...મેહુલભાઈ. હું તમને દવા આપું છું. ડૉકટરને જવા દો. હમણા પાછા આવશે. પાંચ સાત મિનિટમાં.' મારો કમ્પાઉન્ડર મારી વહારે ધાયો. પેલો મેહુલ ઘડીભર ચૂપ તો બની ગયો.

અને મારી વિચાર સૃષ્ટિમાં ફરી એક નવી સૃષ્ટિ દાખલ થઈ ગઈ.

નહિ જવું--જવું કરતો હું એ શ્રીમંતની સાથે એની ટેક્ષીમાં બેસી ગયો. ફૂટફાટ મોટર દોડી.

*

હું એ શ્રીમંતના બંગલે આવી ગયો. એમના પત્ની એક

લાંબા સોફાના એક ખૂણામાં બેઠાં હતા. આવાં અનુભવો તો મને ઘણાય હતાં. માથું દુઃખે ને ઘેર બોલાવે. અલબત્ત! એમાં એમનો લગારે વાંક નથી હોતો. વાંક આપણે ગણીએ તો એમની શ્રીમંતાઈનો પણ એને વાંક ન જ ગણી શકાય. શ્રીમંત બનવું કોને નથી ગમતું? સમાજમાં એવી કોઈ રાજ્યવ્યવસ્થા આવી જવી જોઈએ કે જેમાં કોઈ શ્રીમંત હોય નહિ. પણ એ વસ્તુ સંભવિત નથી લાગતી, પણ એ જેટલી સંભવિત નથી લાગતી એટલી ઇચ્છાય તો સંભવીત છે પણ ખરી. આ પેલો હીટલર લઢે છે. સામ્યવાદ બૂમો મારે છે. લોકશાહી--લોકશાહીમાં સુખ દેખે છે. સુખ ક્યાં છે? માનવી ધારે એટલે સુખ આવતું નથી. માનવીને વધારે તો વાસ્તવિક--વ્યવહારશીલ બનવાની જરૂર છે. વ્યવહાર એટલે પૈસા. વ્યવહાર પૈસા ઉપર જ છે, એ કેટલાંક ભાવના પ્રધાન--ભાવના ભૂખ્યા અત્યારની વાસ્તવિક પરિસ્થિતિ ઉપરથી સમજી શકતાં નથી. ભાવનામાં વીહરવું એ પણ છે. માનવીનું સ્વભાવ કદાચ સુખ ઉમે'. બુદ્ધિ અને ભાવના એ કદાચ ઉંચે ઉંચે લઈ જઈ શકે.

બધાય વાદો--બધાય વિચારો જાણે પરિસ્થિતિએ સમયે--સમયે બદલાતાં ન હોય. અને તો પછી એવી એક નવી પરિસ્થિતિ કેમ ઉત્પન્ન ન થાય? જે સમાજને સુખરૂપ નીવડે. જે સમાજ ન દોડતી પ્રગતિએ પહોંચાડી દે.

એ તો માનવીમાં શકિત જોઈએ.

મેં પેલાં શ્રીમંત પત્નીને પૂછ્યું 'કેમ તબિયત?' હું એક સભ્ય આદમી છું એ વાત સાચી, પણ હમેશાં મને સૌને સાથે ગમ્મતભર અને આનંદથી વાત કરવાની ટેવ પડેલી છે. કોઈ અતિશય વિવેકી--જડતામાં માનનાર કુટુંબમાં કદાચ મને એથી સ્થાન ન મળે...એ વાત...પણ ના મને...હું મારાં જ વિચારો ઉપર આજ

સુધી મુસ્તાક રહેતો આવ્યો છું. એવું જડતાભર્યું કુટુંબ હોય તો તેને પણ ભાવનામય--ઉલ્લાસમય બનાવી નાખવાની મારામાં શક્તિ છે. હું આગળ કાંઈ પૂછું ત્યાં તો એમણે જવાબ આપ્યો.

'ડૉક્ટર, લગભગ બે દિવસથી પેટમાં તો દુખ્યા જ કરતું હતું ઘરમાં દવાઓ હતી એટલે ચલાવી લીધું પણ આજ તો તબિયત ઠીક નથી. શું થયું છે તે સમજાતું નથી માથુ ભમ્યા કરે છે તાવ પણ છે આંખો ખેંચાય છે.'

હજુય કદાચ તેઓ આગળ બોલત એમ મને લાગી ગયું. મેં તેમની આંખો તરફ બની ગયો. મેં કહ્યું. 'તમે વાંચો છો ખૂબ ખરુંને ?'

'હા. રોજ વર્તમાનપત્ર તો વાંચું છું.' એમણે છબરડો વાળતાં કહ્યું.

'ઠીક ઠીક, મને લાગે છે કે તમારે ચશ્મા આવ્યા છે...'

'પણ એથી કાંઈ પેટમાં દુ:ખે ?' તેઓ હસી પડયા.

પેલાં શ્રીમંત પતિ આ વખતે બીજા ખંડમાં ચાલ્યાં ગયાં હતા. કપડાં ઉતારવા.

હું ડૉક્ટર હતો. ગંભીરતા મારે બરાબર જાળવવાની હતી.

મેં કહ્યું 'ના, કંઈક ખાવામાં એવું આવી ગયું. ચાલો હું દવા મોકલાવી આપીશ. આંખોનો તો નંબર કાઢવો પડશે—તમે દવાખાને આવજો.' હું મારી બેગને હાથમાં રાખીને જ બોલ્યો.

'પણ નાડી તો જુઓ.' ફરી તેઓ હસ્યા.

'મને વખત--મારે ઉતાવળ છે ' જો જરાક આવેશમાં બોલીશ તો એમને ખોટું લાગશે એમ વિચાર આવતાં વાક્યને બદલી નાંખતાં હું હસતાં હસતાં બોલ્યો.

'પણ તમે વિઝીટે આવ્યાં છો કે...' હસતાં હસતાં ગુસ્સે થતાં દંભમાં તેઓ બોલ્યાં.

હું હવે ખરી મૂશીબતમાં મૂકાઈ ગયો. આ દલીલ બાજીમાંથી છૂટવાનો ઉપાય તો નાડી જોઈ લેવામાં જ હતી. પણ નાડી તો હું અહીં ઉભા ઉભા જોઈ શકતો હતો. મને કહેવાનું મન થયું—કહી દેવાની મને ઇચ્છા થઈ આવી. મેં કહ્યું. 'તમે જરા સમજો—હું ડૉક્ટર છું—તમે....'

'તમે શું કહો છો? મને કાંઈ સમજાતું નથી. તમે....' એઓશ્રી ગંભીર બનતા બોલ્યા. એ ઢોંગ સમજાતો હતો. પણ મને લાગ્યું કે અહીં તો હું ખૂબ જ ભારે મૂશીબતમાં સપડાઈ ગયો છું. ન છૂટકે હું એમના સોફા નજીક ગયો, ઉભા ઉભા મેં હાથ જોવા માંડ્યો.

'અહીં બેસોને—' મેં જેવી નાડી પકડી કે તેઓ બરાડી ઉઠ્યા. મને આ વર્તણુંક ઉપર અતિશય તિરસ્કાર આવી ગયો. છતાંય ચૂપચાપ ફરીથી આ સ્થળે નહિ આવવું એમ મનમાં નક્કી કરતાં હું બાજુએ બેસી ગયો. મેં નાડી જોઈ. ઘડિયાળ સામું જોયું. 'કાંઈ વાંધા જેવું નથી.' કહી હું ઉભો થઈ ગયો.

'ડૉક્ટર!' તેણે મારા તરફ પૂરા—પૂરા ભાવથી જોયું.

ચારે પાસની આમ ઉપરા ઉપરી આવતી મૂશીબતો—મને લાગ્યું કે થોડું મીઠું હસી લઈને અહીંથી ભાગવા દે. પણ ના. સ્પષ્ટ જણાવી દેવું એમાં જ મઝા છે—મેં ધીમેથી કહ્યું. 'તમે દવાખાને આવજો. ત્યાં હવે તમારી તબિયત....'

એટલામાં તો પેલા મારા શ્રીમંત મિત્ર આવી ગયા.

'કેમ તબિયત કેમ છે?' આવતાંની સાથે તેમણે પૂછ્યું.

'કાંઈ ખાસ વાંધા જેવી નથી. ચાલો તમે આવો છો ને? હું દવા આપી દઈશ.'

'હા. પણ હું નોકરને જ મોકલું છું હવે તો—'

'સારૂં.' મેં કહ્યું.

અને હું અને મારા શ્રીમંત મિત્ર બહાર જવા લાગ્યા. પેલી શ્રીમંત પત્ની તરફ મેં જતાં જતાં જોયું હતું. એ મારા તરફ ડોળા કાઢતી હતી. પણ મારા દીલમાં હવે તો જાણે—પ્રેમ—લાગણી ભાવના કાંઈ હતું જ નહિ...મૂશીબત—મૂશીબતો—અને આ પણ એક મૂશીબત.

*

દવાખાને હું આવી પહોંચ્યો તે પહેલાં મોટરમાં મેં મારા જીવનની આસપાસ ખૂબ વિચાર્યું હતું. વનબાલા...? એને એ વખતે તો સ્હેજ સ્હાજ માન્યું છે. કુમારીકા...એક માનવી બે સ્ત્રીને માટે વિચાર કરી શકે જ કેવી રીતે? મારે અને કુમારીકાને છે શું? પણ ના. ના. ના. હું જગતના એક એક માનવીને પૂછું છું—એક એક પુરૂષને કે તમે આખાય જીવનભરમાં કયારે બીજી સ્ત્રીની ઊર્મિઓ માટે માગણી નથી કરી? અને એ જ મારો પ્રશ્ન છે સ્ત્રીઓને...તમે ક્યારેય બીજા પુરૂષને માટે તમારો પતિ છે એ પતિ સિવાય બીજાને માટે કયારેય વિચાર નથી કર્યો? તમે જો મારા આ પ્રશ્નોનો જવાબ નકારમાં આપતાં હો તો તમે જુઠાં છો. સાવ જુઠા છો.

પોતાનું જ સાચું ઠરાવવાના દલીલવાદમાં હું માનતો નથી. તમારે આ ન માનવું હોય તો ન માનશો. પણ હું તો માનું છું—એક નહિ—સો એ સો ટકા. જુદા જુદા શાસ્ત્રો આજસુધીમાં ઘણાય રચાયા છે. દલીલવાદ એને માનસશાસ્ત્રનો એક વિભાગ ગણી શકાય. દલીલવાદમાં પણ પ્રકારો છો. આવેશ સાથેની દલીલ. એ આવેશ એટલે ગુસ્સો. ગુસ્સાની દલીલ હમેશાં જીવનને નિષ્ફળતાનો અનુભવ કરાવે છે. દલીલમાં પ્રેમ ન હોય—દલીલમાં ઊર્મિલતા ન હોય, દલીલમાં જેને ભાવના ભાવના કહેવામાં આવે છે તે ન હોય તો

જીવન જેને દુઃખ કહેવામાં આવે છે તેને અનુભવે—તેને જ અનુભવે. પણ ભાવનાવાદમાં અતિશયતા ન હોવી જોઈએ. અતિશયતાથી ભરેલો એ ભાવનાવાદ માનવ જીવનને એની એ જ નિષ્ફળતાનો અનુભવ કરાવશે. ભાવનાવાદ એ વાસ્તવિકતાના આધારરૂપ રચાએલો હોવો જોઇએ—જેને ભાવના—જેને ઊર્મિ-ઊર્મિ ગણવામાં આવે છે—એ જીવનની સ્વર્ગની વસ્તુ છે. એને આવેશથી કદાપી રૂંધાવી નાખશો નહિ. નહિતર—નહિતર તમારૂં જીવન ઝેર જેવું બની જશે. મને નથી સમજાતું. કે હું તમને આ બધું કેવી રીતે—કેટલી રીતે સમજાવું.

હું ડૉકટર છું. હા. હું ડૉકટર છું. પણ સાથે સાથે હું તમને કહી દઉં કે મને માનસશાસ્ત્રનો થોડો ઘણો ખ્યાલ છે. સમાજમાં ઘણા ઘણા સ્થાનોમાં હું ફર્યો છું. અને એ થોડો ઘણો મને એવો ખ્યાલ...ના. ના. ના. આ તો મારૂં 'હું-પદ' છે. મારામાં કોઈ જ લાયકાત નથી. નહિતર નહિતર આ વનબાલા...વનબાલાને હું સમજી શકયો હોત કે નહિ?

મારે શું કરવું? મારે માટે કોઈ માર્ગ નથી. હું બુદ્ધિશાળી છું. મારામાં શક્તિ છે. જીવનના હઠીલા પ્રશ્નોને સ્હેજમાં ઉકેલી નાખવાની પણ—પણ હું મારા જ જીવનના આ પ્રશ્નને ઉકેલી શકતો નથી. પણ...હા. હા. એમાં શું...કુમારીકાને હું કયાં ઓળખું છું? એક જ દિવસનો હજુ એની સાથેનો મારો સંબંધ છે. એક જ દિવસની એની સાથેની મારી ઓળખાણ છે. એને હું દૂર કેમ ન કરી નાખું? પણ વનબાલા કરતાં એના આદર્શો મહાન નથી? એ આદર્શવાદને ને મારે શું? એને દૂર જ રાખવી છે. નિર્ણય શું નથી કરી શકતો? પણ અફસોસ! પરિસ્થિતિ બદલાય તો નિર્ણય પણ બદલાઈ જાય. તો—તો મારે કરવું શું? આમાં કોનો આદર્શ

મહાન ? ધારો કે હું—હું વનબાલા સાથે જ લગ્ન કરૂં તો ?—પાછા લગ્ન આવ્યાં—પણ એ તો હું વનબાલા—વનબાલા લગ્નમાં માને છે માટે લગ્નની વાત કરૂં છું ને ? તો આમાં કોનો આદર્શ મહાન ? મારો કે વનબાલાનો ?—જરાય નહિ મારો આદર્શ...પણ અહીં પાછો અહંવાદ આવ્યો ! એ અહંવાદથી પણ હું પર બનુ તો ? વાહરે મહાન તપસ્વી !

પણ આ પ્રેમ કેવો ? પ્રેમ એ કયા ઝાડવાનું મૂળ હશે ?... જગતમાં આજે જે કાંઈ મુખ્ય સત્ત્વો અને સદ્‌ગુણો—અવગુણો પ્રત્યેક માનવમાં છે—એ સત્ત્વો અને સદ્‌ગુણોને—અવગુણોને આપણી રીતે આપણે બદલવા પ્રયત્ન કરીએ તો જરૂર એ બદલી શકાય—પણ કોઈ આજ ભૂતકાળનો પ્રશ્ન ખડો કરે. તમે એક વસ્તુ તો જાણતાં જ હશો—આપણે ભૂતકાળમાંથી ઉતરી આવ્યાં છે. આપણે આપણી રીતે પ્રગતિ કરતાં જઈએ છીએ. આપણને જે કાંઇ ગમે અને આપણે એને અપનાવીએ—એમાં પ્રગતિ કયાં ? એમાં ક્રાન્તિ કયાં ? હું જગતના સત્ત્વો સદ્‌ગુણો—અને અવગુણોની વાત કરતો હતો, ખરું ને ? માનવીના જન્મથી આજના માનવયુગ સુધી અને માનવયુગનો જો નાશ થવાનો હોય તો માનવયુગના નાશ સુધી માનવ હૃદયની એ જુદી જુદી ઊર્મિઓનો નાશ થવાનો નથી. એ વસ્તુની હયાતી તો રહેશે જ. નિઃસંદેહ રીતે. ફક્ત એનાં વળાંકો જુદા હશે. એને પોષવાની પદ્ધતિ જુદી હશે. અને જુદી એવી એ પદ્ધતિની સાથે આપણે અત્યારની આપણી ઊર્મિઓ—નહિ પણ વિચાર—અને વર્તનને એ ભૂતકાળના માનવ જીવન કે ભવિષ્યના અમુક પ્રકારના માનવ જીવન સાથે સરખાવી શકીએ નહિ ? હું વિચાર અને વર્તનની વાત કરૂં છું. એનો અર્થ હું ઊર્મિઓ એટલે માનવમાંના સદ્‌ગુણ—અવગુણોની વાત કરતો નથી. પણ વળી તમે બોલી ઉઠશો—તમે કહેશો કે ભલા ! વર્તન અને વિચાર ઉપરથી તો માનવીના સદ્‌ગુણ અને અવગુણોને આપણે કલ્પી શકીએ છીએ.

આપણે પછી એક બીજાને કહી શકીએ છીએ કે આ સદ્‌ગુણ અને આ અવગુણ.

એ સદ્‌ગુણ અને અવગુણ—વિચાર અને વર્તનની વાતને જવા દો. અહીંઆ ઉદાહરણ કે દાખલા દલીલની જરૂર છે. ભૂતકાળની હું પહેલાં તમને વાત કરૂં છું. પાંડવોના સમયની દ્રૌપદીએ પાંચ પતિ કર્યા હતા...એ વખતનું વાતાવરણ કયું હતું? એણે પાંચ પતિ કર્યા હતા એના કારણો શાં હતાં? અને પછી તો આમ આપણી સમક્ષ સમસ્ત મહાભારત ખડું થઇ જાય છે. એ વાતને હવે આપણે અત્યારની સાથે સરખાવી શકીએ ખરા? એક યુવતી હોય—એનું દીલ ચાહે તેવા એ પાંચ પતિ કરે. ઓહ! જુઓ હું વર્તમાન—સમાજની આ વાત કરૂં છું. એ પાંચ પતિ રીતસર કરે. પણ અફસોસ...દીલગીરી...પાંડવોના જેવા સંપીને રહી શકે એવા એને લાયક પાંચ પતિ મળી શકે ખરાં? એટલે એ યુવતી છડેચોક પાંચ પતિ કરવાનું સાહસ નહિ જ કરવાની...પણ છૂપા એના દીલને પૂછો કે એને કેટલાં કેટલાં હૃદયો—માટે માન છે? અલબત્ત! હું કાનની બુટ્ટી પકડીને કહું છું. કે હૃદયને માટે માન હોય એટલે કાંઇ એ પતિ થવાને લાયક નથી. ન હોઈ શકે—પણ હું તો એવી યુવતીને માટે વાત કરૂં છું કે જેણે મનમાં—ખાનગી રીતે એણે પાંચ પતિ કર્યા હોય...એ...હા યુવતીઓનો સમાજ કહી નાખશે કે એ પણ અસંભવીત છે. ખેર! તો હું એમ કહું છું કે તમે પરણ્યા ન હો...અરે માની લો કે તમે પરણેલાં જ છો...સાચું બોલજો—સાચે સાચું કહેજો—તમે પાંચ વાર તમારાં વિચારો...તમારાં હૃદયને જેને અપવિત્ર ગણવામાં આવે છે એને એ પ્રમાણે અપવિત્ર થવા દીધું નથી?

હવે બીજી વાત. અર્જુને ત્રાજવે સમતોલપણું જાળવી મચ્છવેધ કરી દ્રૌપદીના હૃદયને ઝીલી લીધું. રામે શિવના બળવાન ધનુષ્યના ટૂકડા કરી નાખી સીતાની વરમાળા પહેરી હતી. પૃથ્વિરાજ ચૌહાણ

આગળ આવીએ...હું એ બધાંના લાંબા લાંબા ઈતિહાસો તમને કહેવા નથી ઈચ્છતો—પણ મેં એક દિવસ વર્તમાનપત્રમાં વાંચ્યું હતું. અત્યારની નવયુવતી—નવયુવક ઉપર ચપ દઈને લપ લપસી પડે છે. અને ઝટ દઈને પ્રેમ કરી—છટ્ કરતાંકને છૂટાછેડા.

એ વાત સાવ જુઠ્ઠી છે—એ વાત સાવ બનાવટી છે. અને એ વાત જો સાચી હોય તો એકવાર નહિ લાખવાર વર્તમાન યુવકો અને વર્તમાત યુવતીઓ શરમને પાત્ર છે. એટલે હું એમ નથી કહેતો કે એમણે પ્રેમ ન કરવો. જુઓને અત્યારે મારી જ મનોદશા કેવી છે? વનબાલાને હું છોડી દેવાની જ વાત કરૂં છું ને? એવાંજ કોઈ મતભેદો જીવનમાં આવી પડે અને પછી છટ દઈને ઝટ કરેલાં પ્રેમને ચગદી નાખવામાં આવે એમાં કાંઈ ખોટું બનતું જ નથી. પણ એ પ્રેમ...તમે જેને પ્રેમ કહ્યો છે એને પ્રેમ કહેવાય ખરો? પણ હાં તમે કહેશો—અમારાં સિદ્ધાંતોએ અહીં મેળ ખાધો નહિ. અમને યોગ્ય લાગ્યું એમ અમે કર્યું. તમારી વાત સાચી. પણ તમે તમારાં સિદ્ધાંતોએ જ્યાં જ્યાં મેળ નથી ખાધો ત્યાં ત્યાં સમાધાન લાવવા પ્રયત્ન પણ કર્યો છે? આ મારો પ્રશ્ન હસવા જેવો નથી—હસી કાઢવા જેવો નથી. જ્યાં જ્યાં મતભેદ છે. જ્યાં જ્યાં સિદ્ધાંતોની મારામારી છે—ત્યાં ત્યાં સમાધાન લાવવાને માટે આ મારો પ્રશ્ન છે.

ખેર! એ વાતને જવા દો. હું જે કહેવા ઈચ્છું છું તે હવે તમને કહું છું. હા. મને યાદ આવ્યું. એ ચપ લઈને લપ લપસી પડી—ઝટ દઈને પ્રેમ કરી—છટ્ કરતાંને છૂટાછેડા કે મતભેદોમાં પડનારને માટે મેં એ વર્તમાનપત્રમાં અત્યારના આપણા આવી રીતના પ્રેમ અને રામ—સિતાએ શી રીતે લગ્ન કર્યા હતા? દ્રૌપદી માટે અર્જુનને શી શી જહેમત ઉઠાવવી પડી હતી? રામની જગ્યાએ બીજાએ કદાચ જો ધનુષ્ય તોડયું હોત તો? તો સિતાને રાવણના રાક્ષસી હાથોમાં સપડાવવું પણ ન પડયું હોત—અને અને—એ તો પછી આખું રામાયણ ફરી લખવું પડે—

પણ મને તો એ વર્તમાનપત્રના એ અક્કલમંદ લેખક માટે વિચાર આવે છે. એણે તો લખી નાખ્યું કે અત્યારની પદ્ધતિ લગ્નને માટે યોગ્ય નથી. બે ચાર વાર મળ્યા—થોડી થોડી વાત થઇ. અને એમાં પ્રેમ થાય શી રીતે ? પણ હું પૂછું છું કે અત્યારે કોઈ વર મેળવવાને માટે સ્વયંવર કરાવવાની તૈયારી કરે છે ? એ વસ્તુ જ આપણા આ અત્યારના વાતાવરણને માફક છે જ નહિ. પણ તમે વિચાર્યું હશે—તમને ખબર હશે કે અત્યારની યુવતી જ્યાં લગ્ન કરતી હોય છે ત્યાં ખૂબ ખૂબ વિચારી સમજી અને લગ્ન કરતી હોય છે—એ તો ખબર છે ને ? તમે ભલે એના વિચારોને હસી કાઢતા હો—એના કે યુવકના વિચારોને હસી કાઢવા જેવા નથી. એ આવેગ સાચાં છે. એકવાર નહિ હજાર વાર સાચાં છે. અને જો એ બરાબર સચવાય તો એ જીવનને રામ-સીતા કે પાંડવ—દ્રૌપદી કરતાં તો અનેક ઘણી સુંદર રીતે સુખ આપે.

કોઈપણ બે વાતાવરણોને સરખાવી શકાય ખરાં ? બે વાતાવરણોની બન્ને બાજુઓ રજુ કરાયા પછી...પછી શું...ભૂતકાળ જુદો હતો—વર્તમાનકાળ જુદો છે—અને એ જ પ્રમાણે ભવિષ્યકાળને માટે, ભવિષ્ય આપણી આજની રીત કરતાં જુદું જ હશે. ભવિષ્યના એ વર્તમાનમાં આપણો વર્તમાન એ ભૂતકાળ બનશે—અને આપણે આપણા વાતાવરણોને ચૂંથી શકીશું નહિ. આપણે જે જોવાનું છે એ તો બન્ને વખતના વાતાવરણ વખતના માનવીના સંવેદનોને—એ સંવેદનો—પૃથ્વીના નાશ પ્રયત્ન સરખા જ રહેશે.

દાખલા તરીકે મેં તમને મારાં ડ્રાઈવરની વાત કરી—ખરૂં ને ? એ મને કેટલું બધું બોલી ગયો ? શ્રીમંત હોઇશ તેથી કાંઈ મારી ઊર્મિ...જુઓને—આજ મારી પાસેથી કોઇ...અરે મારૂં પચાશનું પાકીટ ગુમ થાય—તો મને શું દુઃખ થવાનું છે ? અને પેલાં ગરીબ—ભૂખ્યા—હાડપીંજરીયા — જગતના તાતને ? એની દોલત...એને

દૌલત હોય છે ખરી? માનો...હા. હા. એના મનથી તો એની પાસે જે હોય છે તેમાં શ્રીમંતાઈ હોય છે...અને આથી જ એટલે જ કહી શકાય કે પ્રત્યેક આદમી પોતાની જાત ઉપર જ મુસ્તાક બની શકે છે. પોતાને જ સાચો ઠરાવવા ઈચ્છતો હોય છે. અલબત્ત અભિમાન વગરનું ગૌરવ એ જરૂરી છે. દીલની શ્રીમંતાઈ તો હું પણ ખૂબ પસંદ કરૂં છું. ઠીક પણ માનો કે એ ખેડૂતોના--એ જગતના તાતના ખિસ્સામાં--અરે એની દાટેલી મૂડી ૫૦ ની હોય. મારાં જેટલી જ. મેં મારૂં પાકીટ ગુમાવ્યું અને એમાં હતી તેટલી. એ એની મિલકત ગૂમાવે તો? જે આઘાત એને લાગે એ મને લાગે? નહિ જ નહિ. એનું કારણ શું? મારી ઊર્મિઓ જુદી રીતે પોષાયલી છે એની ઊર્મિઓ જુદી રીતે પોષાયેલી છે. એનાએ પચાસ રૂપિયા મારા મારી શ્રીમંતાઈના પ્રમાણમાં ૫૦૦૦ રૂપીઆની બરાબર નથી? જીવનભરની જો એની પાસે ૫૦ રૂપીઆની દૌલત હોય અને એ જો ગૂમ થાય અને એથી જે આઘાત લાગે તેવો જ આઘાત અને...મને તો મારી એજ પ્રમાણે આખી--તમામ દૌલત ગૂમ થાય ત્યારે જ લાગેને?

*

એ બધું ઠીક ઠીક જ. ગણ્યા સિવાય છૂટકો નથી. તેનું કારણ છે...હા. જુઓ હું એક ડૉકટર છું. પણ હું ડૉકટર બન્યો કેવી રીતે? મને તાલીમ મળી મને અભ્યાસ મળ્યો અને હું ડૉકટર બન્યો. અને એથી આજ હું આટલી મોજમઝાહથી જીવન વિનાવું વિતાવું છું. ખેડૂત--જેને જગતનો તાત કહેવામાં આવે છે એની દશા શી? એને હું એમ પણ કહેતો નથી કે એ પણ ડૉકટર બને. બધાય ડૉકટરો બની જશે તો જે દશા આજ ખેડૂતોની છે તે દશા જ ડૉકટરોની થશે. થશે શું લગભગ થવા જ આવી છે. આજે ડૉકટર...હું તો આગળ આવી ગએલો ડૉકટર છું. હું બીજાઓની

વાત કરૂં છું કે જેઓ તાજામાજા તૈયાર થઈ ને બહાર પડ્યા છે. હું એમને દમામભર પ્રશ્ન કરૂં છું--તમારી આવક કેટલી છે? દવાખાનાના મહેલાનું ભાડું તમે કાઢી શકો છો? ડૉકટર! શ્રીમંતાઈની દૌલત નીચે...મારી જ વાત. મારા પિતાની દૌલત નીચે હું મોજ-શોખથી એક બે વખત લહેરના કારણે નપાસ થતાં ડૉક્ટર બન્યો. દૌલત હતી એટલે ઓળખાણો પણ ઘણી હતી. હું ડૉકટર બન્યો અને સૌ મારાં ત્યાં જ આવવા લાગ્યા. અને એમ એ ઓળખીતાં જાણીતાઓ મારા દવાખાનામાં આવે...અને બરાબર આ વખતે જ હું મારા દવાખાનાની નજીક આવી ગયો! મોટરમાંથી ઉતરી પડ્યો. દવાખાનામાં ફક્ત ચાર પાંચ દર્દીઓ જ હતા. મારો કમ્પાઉન્ડર મારાં હાથ નીચે અચ્છી તાલીમ પામી ગયો હતો--એણે બધાને ઝટ પતાવી નાખ્યા હતા. મારી વાત તો જુદી છે. હું તો એક જાણીતો અચ્છો ડૉકટર છું. મેં મારા કમ્પાઉન્ડરને માટે પગાર વધારાની યોજના પણ મારી પાસે રાખી છે. અને એટલે એ આજ વફાદારીપૂર્વક કામ પણ કરે છે. બીજા ડૉકટરના ખાનગી જીવનમાં પડવાની મારી ઈચ્છા નથી. અરે! એમના ડૉકટરી વ્યવસાયમાં ડોકીયાં કરવાને માટે પણ હું નવરો નથી...પણ હા. ઘણાય ડૉકટરોને ત્યાં મેં કમ્પાઉન્ડરો જોયાં છે. ક્યાં તો એમના દીલમાં અસંતોષ હોય છે. ક્યાં તો જાણે હવે પોતે અહીંથી ડગલુંય આગળ વધવાના નથી એમ તેઓ માનતા હોય છે. એ બધું ગમે તેમ હોય મારે એ ફસાની સાથે નિસ્બત નથી...

હું દવાખાનામાં દાખલ થયો—મારી (Spring-chair). સ્પ્રીંગ ચેરમાં આવીને હું બેસી ગયો. મારૂં માથું હું બે હાથે પકડી જરા શાંત થવા પ્રયત્ન કરવા લાગ્યો.

*

'હલ્લો ડૉક્ટર ! કેમ તબિયત મઝામાં નથી ? આમ માથું પકડીને શું બેસી રહ્યા છો ?' એજ--એ જ ક્ષયરોગવાળી એ યુવતી હતી. એના આ મધુર શબ્દોએ મારા હજ્જાર હજ્જાર વિચારને એક જ ઝાટકે દૂર કરી નાખ્યા. મારાં નિર્ણયોનો ભુક્કો ઉડી ગયો. મેં માથા આગળથી હાથને દૂર કર્યા. મેં એના સામું જોયું. એનું શરીર ભલે સુકલકડી હતું. પણ એનો ચહેરો—સફેદ તેજસ્વી તેજથી ચમકી ઉઠયો હતો. જાણે એનો ક્ષયરોગ ચાલ્યો ગયો. એના હાથમાં દવાની શીશી નહોતી.

પહેલાં તો એના આગમન સાથે જ જાણે કે મૂશ્કેલીબત આવી ...પણ ના. ના. ના. એની મારા ઉપર કોઇ જુદા જ પ્રકારની જાદુઇ અસર હતી.

'તમે આજે દવાની બાટલી કેમ નથી લાવ્યા ?' ડૉક્ટરી ફરજ બજાવતાં મેં મુદ્દાનો પ્રશ્ન કર્યો.

'મારી ઇચ્છા' એણે ન સમજાય એવી બેપરવાઈમાં જવાબ આપ્યો.

આવાં એના બેપરવાઈભર્યા શબ્દોએ વળી પાછી મારાં ઉપર અસર કરી. મારૂં મગજ કયારનું ભમી ગએલું તો હતું જ. મારા મુખ ઉપર ઝટ સખ્તાઇ દોડી આવી. પણ...પણ મેં તમને અગાઉ જ કહી નાખ્યું છે—એ યુવતી કોઈ અજબ વ્યક્તિત્વ ધરાવનારી હતી--મારાં મુખ ઉપરના ફેરફારને જોઈ એ બોલી.

'ડૉક્ટર. મેં તમને પહેલાં પણ કહી દીધું છે. આજ ફરીથી તમને હું કહું છું. તમારે મારા ઉપર કદાપી ગુસ્સો ન કરવો—મારી સાથે સંપૂર્ણ શાંતિ અને મમતાથી તમારે વાત કરવી. તમે...તમને હું આ ફરમાન નથી કરતી. તમને હું આજ્ઞા નથી કરતો. તમારે માટે મને માન છે. તમે ફક્ત મારી સાથે જ આવેશમય વર્તન ન ચલાવશો--બીજે ગમે ત્યાં.'

મારાં મુખ ઉપરના સાધારણ ફેરફારમાં એણે મને આટલું બધી કહી નાખ્યું! મેં એક શ્વાસ મૂક્યો. મેં કહ્યું—'બેસોને.' બાજુની દર્દીને બેસવા માટેની ખુરશીમાં તે બેસી ગઈ.

'તમારે આજે દવા નથી લેવાની?' મેં એને ફરીથી પૂછ્યું.

'દવા?' તે ખડખડાટ હસવા લાગી. આગળ તેણે કહેવા માંડ્યું—'ડૉક્ટર! તમે ડૉક્ટર છો. જીવનની અગત્યતાને તમે સમજતા હશો—પણ સાથે સાથે જીવનની અગત્યતાને તમે જેટલી શ્રેષ્ઠતાથી નીહાળો છો તે કરતાંય વધારે આરોગ્યને આગળ મૂકતાં હશો. મારે મન આરોગ્ય ..' વળી હસી પડી.

હું ચમક્યો. જરાકજ ચમકી ગયો. હું કાંઈ બોલું તે પહેલાં જ એણે મને કહેવા માંડ્યું. 'ડૉક્ટર! હું કોઈ વિવિત્ર યુવતી નથી. મારામાં લેશમાત્ર પણ વિચિત્રતા નથી. મારાં જીવનનું ઘડતર એવું છે. મારાં જીવનની ભૂતકાળની ભૂમિકા એવી છે—કે આજ મારા જેટલી બીજી કોઈ યુવતી તમને આવી બેપરવા નહિ મળે. જુઓ ડૉક્ટર! આજ તો હું તમારાં હાથની સ્પષ્ટ માગણી કરવા આવી છું. તમારી ઇચ્છામાં આવે તો મને હા પાડજો—તમારૂં દીલ ના કહે તો મને એની પણ કોઈ પરવા નથી...'

એને લાગ્યું હશે કે એ મારા ઉપર પોતે વિજય મેળવતી જાય છે એટલે તેણે મને આમ કહ્યું.

પણ હવે તો હું બરાબર સ્વસ્થ બની ગયો હતો—મેં કહ્યું.

'કુમારીકા...તમે...'

પણ એ યુવતી?

મારાં વાક્યને એણે ધડાક લઈને અટકાવી નાખ્યું તેણે જ કહેવા માંડ્યું.

'જીવન...મને મારાં દેહની પણ પરવા નથી. મારાં જીવનની? તમે મને શું સમજી રહ્યા છો ડૉક્ટર? મને દેહની જેટલી પરવા નથી. તેટલી જ મને મારાં જીવનની પણ જરાય પરવા નથી. હું તમારી સાથે લગ્ન કરું?...' વળી એ ગમે તેમ હસવા મંડી.

મારાથી આ સહન ન થયું. મારો ચ્હેરો ફરી બદલાય ન બદલાય ત્યાં તે બોલી ઉઠી.

'ડૉક્ટર! હું તમારી મશ્કરી નથી કરતી. મને મારી જાત માટે કોઈ અભિમાન પણ નથી. તમને મારા પુરા વિચારોની હજુ ખબર નથી. હું...ડૉક્ટર હું લગ્નમાં જરાય માનતી નથી. મારે તો જોવું હતું કે આ થોડા દિવસની મારી તમારા ઉપર શી અસર છે— અને મેં જોઈ લીધું. તમે—તમે કોણ? મારા માટે તમને ભાવના— પ્રેમ ન હોય તો પણ ભલે. મને એની ખૂબ...ડૉક્ટર તમને એમ તો નથી લાગતું ને કે હું ખૂબ ઉદ્ધત બનતી જઉં છું!' એ યુવતી બોલી.

હવે તો હું બરાબર—સંપૂર્ણ સ્વસ્થ બની ગયો હતો મેં કહ્યું—છેલ્લા એના બોલાએલાં શબ્દોને બરાબર પકડી લેતાં મેં મેં એને કહ્યું. 'તમને નથી લાગતું કે તમે ઉદ્ધતાઈથી બોલો છો?'

પણ એ વિચક્ષણ યુવતી હસી પડી. ધીમે રહીને એણે એની આંખો મીંચી દીધી. એના મુખ ઉપર સંતોષની કોઈ મહાન લાગણીઓ દોડી આવી—બહુ જ ધીમેથી—ખૂબ ધીમેથી એ બોલી. 'બસ ડૉક્ટર!'

મને...મને...મારે આ યુવતી માટે શી રીતે શબ્દો વાપરવાં તે જ સમજાતું નથી. એ વિચક્ષણ તો હતી જ. એ બુદ્ધિશાળી પણ હતી. એનામાં વિચિત્રતા પણ દેખાતી હતી. પણ અત્યારે? એનો આ આત્મ સંતોષ? મને સ્હેજ સમજાયું, ન સમજાયું અને હું સમજી

ગયો...મારા એ પ્રશ્નમાંથી એણે પ્રેમ શોધી લીધો હતો. ભાવના મેળવી લીધી હતી. અને એને એનો સંતોષ હતો—એમાં સંતોષ થતો હતો.

'તમે આમ આટલાં બધાં ઊર્મિલ કેમ બની ગયાં છે?' મેં હવે એની સાથે કોઈ જ મર્યાદા ન રાખવી એવો નિર્ણય કરી નાખ્યો—મેં એને પૂછયું.

'ડૉકટર' એણે એક શ્વાસ લીધો—અને ઝટ એ શ્વાસને એણે મૂકી દીધો. એ એના આ શ્વાસોશ્વાસમાં લાગણીનો પ્રભુ પ્રેમ બસેલો હતો—હું એ જોઈ શકયો.

'તમને ખબર છે—આ દવાખાનું છે.' મેં એને કંઈક યાદ કરાવ્યું.

આ વખતે મારી નજર પડદા આગળથી ત્રાંસી નજરે જોતાં મારાં સહકારી ડૉકટર—કમ્પાઉન્ડર તરફ ગઈ. જો કે મને એની બહુ પરવા નહોતી. પણ એને એ પ્રમાણે જોતાં મને સ્હેજ વિચાર આવી ગયો—અને હું સ્હેજ ધીમેથી બોલી ગયો—'દુનિયા!'

'કેમ ડૉકટર?' પેલી યુવતી જાગૃત બની.

તેણે આગળ કહેલા માંડયું—'તમે એમ કેમ બોલ્યાં? હું તમને છાતી ઠોકીને કહું છું ડૉકટર—મારો—પ્રેમ—મારૂં હૃદય... અસામાન્ય છે. મારી લાગણીઓ મહાન છે. મારી ઊર્મિ મહાન છે. મારી આગળ કોઈ જ—કોઈ જ બિસાતમાં નથી. મને કોઈની પરવા નથી. આખી દુનિયા નાચી ઉઠે—આખી દુનિયા ખળભળી ઉઠે. આખો સમાજ મને એનું દીલ ચાહે તેમ કહે—પણ હું...હું...મને અભિમાન નથી. લેશ પણ અભિમાન નથી પણ મને—મને મારી નિર્દોષ નિર્દોષ લાગણીઓ માટે માન છે. એ લાગણીઓ છે—એ એવી લાગણીઓ છે કે સમાજની પરવા કરવાનો—સમાજનો વિચાર

કરવાનો મને વિચાર પણ ન આવે. એ એવી લાગણીઓ છે કે સમાજનો ફૂંફાડો એ લાગણીના તેજથી ભસ્મ થઈ જાય—અટકી જાય. તમને—તમને કેમ નથી સમજાતું ડૉકટર? નિર્દોષ માનવી ઉપર દુનિયા હથિયાર ઉગામી શકે ખરી?'

ઓહ! હું હસી પડયો. ખૂબ ખૂબ હસી પડયો. આ યુવતી? કેટલી બધી ભોલી. એ ભોલી નથી બની ગઈ? એના એ પ્રેમ—એની એ ઊર્મિ—એની એ લાગણીઓના ગૌરવ—અભિમાનમાં એ દુનિયાને દેખી શકતી નથી. મેં પેલા મારા કમ્પાઉન્ડર તરફ જોયું. એ એની આંખ ઉપરના ચશ્મા ઠીક કરતો હતો. મારા શ્વાસોશ્વાસ વધી ગયા. મને થઈ ગયું કે ઉભા થઈને જઈ એક લપડાક લગાવી દઉં. એના ચશ્માને ચાર ગાઉ ફેંકી દઉં. પણ અફસોસ! હું ડૉકટર હતો—ડૉકટરીને એની સાથે કોઈજ સંબંધ નથી. મારા વિચારો આગળ પડતા હતા. હું અટકી ગયો. ઉભો ન થયો—જઈને લપડાક પણ ન લગાવી. પણ મારા ચહેરા ઉપરના ફેરફારોને દેખતાં પેલો કમ્પાઉન્ડર પડદા પાછળ ચાલ્યો ગયો. નિર્દોષતાનો આ વિજય નથી? ડંખ કેવો હોય? માનવી જ્યાં સુધી એની લાગણીઓ એના વિચારો ઉપર મુસ્તાક બનતો નથી ત્યાં સુધી એ કાંઈજ કરી શકતો નથી. એ જ નિરાશા—એ જ નિષ્ફળતા—

મને આમ હસતો દેખી એ યુવતી બોલી 'ડૉકટર—! તમે કેમ હસ્યા?' બહુ જ—બહુ જ ગમે એવી—ભોલી—ભોલી એ કુમારીકા બોલી.

'તમને ખબર છે. આપણો સમાજ હજુ બહુ ઉંચી કક્ષાએ આવી ગયો નથી.'

'ન આવ્યો હોય તો મને એની પરવા નથી.' એ યુવતી બોલી.

માર્યા ! હવે શું બોલવું ? છતાંય મેં જરા હસી પડતાં ફરી કહ્યું—'તમે સમજુ બનોને....'

'કયાં આગળ ?' એણે તરત જ પૂછયું.

હવે—હવે જાણે હું મારી બુદ્ધિ—મારી શક્તિ ઉપર મુસ્તાક બની ગયો. મેં કહ્યું—'બોલો તમને માનસશાસ્ત્રનો અભ્યાસ છે ?'

'ડૉક્ટર તમે મને કોઈ મહત્ત્વનો પ્રશ્ન કર્યો નથી. મેં શરૂઆતમાં જ—અરે તમે અત્યારે પણ નથી જોઈ શકતાં—મારાં વર્તન—વર્તન પાછળનાં વિચારને તમે વિચારને તમે વિચારી પણ નથી શકતાં ?' જાણે એણે મારા વાક્ય ઉપર વિજય મેળવ્યો હોય તેમ એ બોલી.

પણ મેં કહ્યું. 'હું એમ નથી કહતો—પણ માનો કે અંહી કોઈ આપણને આમ વાતો કરતાં જુએ—જો કે આપણને ખાસ બહુ એની પરવા નથી. પરંતુ જે કોઈ માણસ આપણને જોતો હોય છે એ કેવી દૃષ્ટિથી આપણને જુએ છે તે આપણે સમજી શકતાં હોતાં નથી—અને જ્યાં સુધી આપણે એ રીતે સમજી શકતાં હોતાં નથી ત્યાં સુધી આપણે આમ....'

'ડૉક્ટર તમે કાયર છો—' સડાક એણે કહી દીધું. એ ત્યાંથી ચાલ્યા જવા માટે ઊભી થવા લાગી.

'મારી વાત તો તમે પૂરી સાંભળો. આપણને જોનાર પેલાં જુના જમાનાને માનનાર—જુના જમાનાના વિચારને ધરાવનાર હોય તો ? એની એ વક્ર દૃષ્ટિ આપણને જોઈ આપણને એ સમાજમાં—'

'ડૉક્ટર—તમે ડૉક્ટર છો—અને એથી તમને તમારી પ્રતિષ્ઠાની પડી છે. તમે બીકણ છો—તમે કાયર છો.' જરા—આવેશથી—જરાક જોરથી તે બોલી ઉઠી.

આ વખતે મારો પેલો કમ્પાઉન્ડર વળી પડદો જરા હટાવી

અમને જોવા લાગ્યો. 'ઘડી પહેલાં મીઠી મીઠી વાતો કરતાં હતાં ને વળી ઝઘડ્યાં?'

આ યુવતી ગજબ હતી. મારી લાગણીઓ ઉપર એ વિજય મેળવતી હતી. મારાં ઉપર એ વિજય મેળવી જતી હોય તેમ મને લાગ્યું. પણ—પણ હું છતાંય મક્કમ બન્યો. એને ફરી હરાવવાનો મેં નિર્ણય કર્યો. હું બોલ્યો—

'જુઓ, તમે મારી વાતને સીધી રીતે નથી વિચારતાં...'

'તમે....છટ્, તમારી વાત વિચારવાને લાયક પણ નથી.' એ ઊભી થઈ ગઇ.

મારે એને શી રીતે મનાવવી?

'પણ—પણ બેસો તો ખરાં—હું તમને ચાહું...'

'તમારાં માટે હવે મને લગારે પ્રેમ નથી—તમને કદાચ આથી અજાયબી લાગશે—પ્રેમ—પ્રેમ એ તો ચિરંજીવ હોય. હું એ કબૂલ કરું છું. પ્રેમ એ શું છે—ખબર છે ડૉક્ટર? યુવક અને યુવતી—પુરૂષ અને સ્રી—બન્ને બન્નેના વિચારો—આદર્શો જરાયે જરાય સ્થાને મળતાં આવવા જોઈએ—બન્નેના આદર્શો એક બને ત્યારે બન્ને પ્રેમ કરતાં હોય છે. એની તમને ખબર છે? તમારાં અને મારાં આદર્શો...ડૉક્ટર હું માનતી હતી કે...જવા દો ડૉક્ટર... તમારી સાથે મારાં વિચારો મળી જશે એમ હું માનતી હતી—પણ અફસોસ?...હલ્લો! ડૉક્ટર તમે ઢોંગ તો નથી કરતાંને?'

જુદી જુદી જાતની આ એનાં બોલ ઉપરથી ઉત્પન્ન થતી એની ઊર્મિઓને હું જોઈ રહ્યો હતો—છેલ્લે છેલ્લે એને સમજાઈ ગયું. અને પછી હું બોલ્યો 'તમે બકવાટ કરી નાખ્યો.'

ફરીથી એણે સૌરભ–શ્વાસ મૂક્યો. એ એજ ખૂરશીમાં બેસી ગઈ.

એ બોલી ' ડૉક્ટર '

હું પણ હવે ઊર્મિલ બન્યો—' કુમા...'

પણ ઝપાટાબંધ મારાં દવાખાના આગળ આવીને એક મોટર ઉભી રહી. એક વાગવાની સાથે ' આલ્ફ્રાસ્ટ ' એ કાળા–કાળા ડામરની સાથે એ મોટરના ટાયર ઘસડાયા—સરરરર...

મેં એ તરફ જોયું. બારણું ઉઘડયું અને મારો કુત્તો વૃંદાવન કૂદી પડ્યો—પાછળ—પાછળ—વનબાલા.

હું હાલી ઉઠયો—હું ધ્રુજી ઉઠયો. મારા મુખ ઉપરના એ ફેરફાર...કુમારીકાની મારા મુખ ઉપરની નજર.

' ડૉક્ટર ગભરાવ છો કેમ ?' કુમારીકા બોલી.

વનબાલા મારી નજીક પણ આવી ગઈ હતી. એ ઝડપથી ચાલી આવી હતી—વૃંદાવન વનબાલાની આગળ પૂંછડી પટપટાવતો હતો.

હું સડક બની ગયો હતો. નીચી નજરે હું...પણ ના. ના. ના. મારો શો વાંક ? મારો શો ગુન્હો ?

'કેમ વનબાલા ?' મેં પૂછ્યું–ધીમેથી–ખૂબ ધીમેથી.

' મારી સાથે વાત કરો છો ? તમારી—તમારી આ કુમારીકા સાથે વાત કરો. હું જાઉં છું. આ તમારો કુત્તો—લઈ જાવ. લઈ લો. ' શું બોલતી હતી એનું એને ભાન નહોતું—

આગળ—આગળ.

' ડૉક્ટર હું તમને આવા માનતી નહોતી. એક નિર્દોષ બાલાનું જીવન તમે ચગદી નાખ્યું—ગઈ કાલેજ—ગઈ કાલેજ...હા. એટલા માટે—તમારો આભાર છટ્—છટ્—વૃંદાવન...ના. ના. ના. હું મરી જઈશ—હું આત્મઘાત કરીશ. '

' વનબાલા. ' મારી આંખમાં આંસુ આવ્યા નહોતા—પણ

મારૂં દીલ જરાક એ કાબુમાં તો હતું જ—હમણા—હમણા...આંખો મારી આંખો સ્હેજ ભીંજાઈ.

'આ યુવતી...તેં મારાં દિલ ઉપર તારી જ બહેન ઉપર—કામ દીધો છે—લો લો—આ તમારો કુત્તો હું જઇશ—'

વનબાલા આવી એવી દોડી.

'વનબાલા' મેં બૂમ પાડી. હવે હું મારા માનસ ઉપરથી કાબૂ ગુમાવી બેઠો—મારાં ગાલ ભીંજાઈ ગયાં. મારો કમ્પાઉન્ડર પણ દૂર ઉભો ઉભો કંપતો હતો—મને કશું ભાન ન રહ્યું.

'આ કુમારીકા—આ બેવફા યુવતી-કાંઈ બોલતી નહોતી—મારૂં દીલ પૂકારી ઉઠ્યું. હું-હું-હું-મેં એને એના ગાલ ઉપર લપડાક...'

'સબુર ડૉક્ટર!' એ યુવતી ઉભી થઈ ગઈ. એણે મારો હાથ પકડી લીધો. પણ હું—હું...મારા આવેશને એ જોઈ ગઈ.

બહુજ ધીમેથી એ બોલી—'ડૉક્ટર તમે સંયમી નથી? તો વનબાલાની આગળ તમે રોજ રોજ તમારાં સંયમની શેની બડાશ મારતાં હતા? જોયો તમારો સંયમ...'

'મારે તમારૂં કાંઈજ સાંભળવું...'

'તમારે તો કોઈનું સાંભળવું નથી. મારૂં સાંભળવું છે—આ આવી—આ આવી—તમે સૌને...બે...' ઝડપથી બોલવા જતી વનબાલા પાછી ફરતા ઝટ અટકી ગઈ. ડૉક્ટરની આંખોમાં આંસુ હતાં.

'ડૉક્ટર—ડૉક્ટર...' વનબાલા દોડી આવી. ડૉક્ટરની છાતી ઉપર એણે મસ્તક પટક્યું...પ્રાયશ્ચિત...

'વનબાલા આમ મિજાજથી પ્રેમ થઈ શકે ખરો? જરાક તો સમજ—આ તારી દિલાવર રડતી સુરત કેવી રડી પડી? વનબાલા તારો દિલબર મહાન છે. જો-જો એ રડે છે-એ શેતલ નથી હોં કે પત્થર જેવું એનું દીલ છે છતાંય એની ઊર્મિઓ એની આંખોમાંથી વહાલભર્યું અમૃ...'

'બસ બહૂ થયું કુમારીકા-મારે મારા ડૉકટરની મારે મારાં ડૉકટરના દીલની—એના સંયમની કોઈ જ પરીક્ષા હવે કરવી નથી. હું નહોતી કહેતી...એ મહાન છે. તને ગમ્મત કરવાનું મન થયું. આવી ગમ્મત થતી હશે ભલા...જો જો મારા ડૉકટર રડે છે. ડૉકટર...' વહાલભર હું હસી.

હું—હું...મને...હું વિચારોમાં ગૂમ બન્યો—બન્યો અને સમજ્યો—સમજ્યો અને વનબાલાને મારાથી જરા દૂર ઉભી રાખી.

'બદમાશ.' હું બોલી ગયો.

'કિન્નો લેવો છે?' એણે નયનો નચાવ્યાં-એ બોલી. મારાં બંગલામાંની એની પેલી છબી મને યાદ આવી.

'લો--લો--આ તમારી દવા--' એક બાટલીમાં દવા ભરીને મારો કમ્પાઉન્ડર પડદો હઠાવતાં આવ્યો. કુમારીકાની પાસે-દવાની બાટલી એણે કુમારીકાના હાથમાં આપી-પછી પાછો એ બોલ્યો—

'જાવ—જાવ-ચાલ્યા જાવ-અહીંથી એક દર્દી અવિવેકી—રીતભાત વગર...'

'ડૉકટર સાહેબ! તમારાં આ કમ્પાઉન્ડરને સમજાવોને સમજાવોને...' કુમારીકાએ મારાં સામું જોયું. પણ બહૂ જ—હું બહૂ ઉંડા વિચારમાં હતો—મારૂં માનસ જરાક ઉશ્કેરાઈ ગયું હતું—મેં વનબાલા તરફ જોઈ એને કહેવા માંડયું.

'વનબાલા આ તને રોજ રોજ રમુજ કરવાની ટેવ છે એ હું જાણું છું. પણ--પણ વનબાલા...'

'તમારા પ્રેમની—તમારા હૃદયની મેં પરીક્ષા નથી કરી હું તમને ચાહું છું--તમે ગુસ્સે ન થશો--'

'વનબાલા! મારી મોટરનો કાચ તો કોણે...'

'ડૉક્ટર—ડૉક્ટર...' અતિશય એવી મારી ગંભીરતાને જોઈ વનબાલાએ ડૉક્ટરને હુલાવી નાંખ્યો—

'મારાથી દૂર ઉભા રહો વનમાલા...' મેં કહ્યું.

'ડૉક્ટર—' એક જ ચીશે વનબાલા રડી ઉઠી.

પણ મને-મને એની કોઈ જ ચિંતા નહોતી. મારૂં મુખ એવુંને એવું ગંભીર જ રહ્યું.

'મને માફ કરો-ડૉક્ટર—ડૉક્ટર.' વનમાલા મારા કરતાંએ ઝડપથી એકદમ વનમાલા રડી ઉઠી—

'ડૉક્ટર તમે ઢોંગી છો—ઢોંગ કરો છો.' કુમારીકા બોલી. પણ મારૂં મુખ હજુએ ગંભીર હતું. મેં કહ્યું.

'ચાલ્યા જાવ—મારે તમારી સાથે વાત નથી કરવી.'

મારો વૃંદાવન આ વખતે ભસ્યો—કુમારીકા તરફ...ધીમેથી—પછી જોરથી એકદમ જોરથી.

કુમારીકા ચોંકી ગઈ.

'મને આવી ગમ્મત ગમતી નથી' મેં કહ્યું.

'તમારા બંગલામાંની તમારી છબી મને યાદ આવે છે.' વૃંદાવનનો ભય જરા ગયો...ડૉક્ટરે વૃંદાવનને શાંત કરવા માટે નીચું જોયું—પોતાના પગની ઈશારતથી વૃંદાવનને ચૂપ કર્યો. કુમારીકા એ જોઈ ગઈ. તેણે હિંમત કરી. તે બોલી. માનસ ઉપર એણે કાબુ રાખવા...

'મારી છબી—મારે મારે તમારી કોઈ વાત સાંભળવી નથી—જાવ.'

'ડૉક્ટર' કુમારીકા...

'જાવ.'

'ડૉક્ટર—ડૉક્ટર—ડૉક્ટર' વનબાલા ચોધાર–ચોધાર–એકદમ ઝડપથી રડવા...

'મારા હૃદયમાં સાચી ઊર્મિઓ છે કે નહિ એ તમને પણ જોતાં ન આવડતું હોય તો તમે પણ ચાલ્યા જાવ.' વનબાલાને...

કોણ જાણે કેમ મારો સૂંયમ હવે તૂટી ગયો—મારી ગંભીર-રતાને મેં દૂર કરી હસી પડયો, મેં કહી દીધું—વનબાલા—કુમારીકા—કહો જોઇએ. કોણ વધારે સંયમી છે ?'

કોઈ હસ્યું નહિ. સૌ ગંભીર હતાં. હું વનબાલાને જોતો હતો. એણે એની આંખોમાંના આંસુઓને લૂંછ્યા નહોતા. કુમારીકા પગથી પત્થરની જમીન ખોતરવા પ્રયત્ન કરતી હતી. વૃંદાવન સૌને આશ્ચર્યથી જોતો હતો. અને મારો કમ્પાઉન્ડર આંખો ઉપરથી ચશ્માને અદ્ધર કરી મૂકે ઉંચા કરી ફરી મૂકે. અંદર આંખોને હલાવ્યા કરે.

રજનીકાન્ત શાહના
પ્રગટ થએલા સર્જનો

શ્રીનીલા
(શ્રી. રમણલાલ વ.
દેસાઇની પ્રસ્તાવના સાથે)
સંસ્કાર મૂલ્ય

અને

હું એક ડોકટર

મેળવવાનું સ્થળ

ડો. સી. જી. ગાંધી
માંડવીની પોળ
અમદાવાદ.

કિંમત રૂપીયા બે




પ્રકાશક : રજનીકાન્ત અંબાલાલ શાહ. નર્મદા આરોગ્ય ગૃહ
મણીનગર : અમદાવાદ.
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ. નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ.
ઘીકાંટા રોડ, નોવેલ્ટી ટોકીઝ પાસે, : અમદાવાદ.